# મોક્ષની કુંચી



મંત્રી, આત્મ જાગૃતિ કાર્યાલય
જૈન ગુરૂકુળ, બ્યાવર.

# જૈનો અને સત્યાગ્રહ.

સત્ય એ ધર્મના પ્રાણ છે, સત્યનો આગ્રહ એટલે સત્યમાં દૃઢતા રાખવી. સત્યાગ્રહ એટલે અન્યાય સ્હામે અહિંસાત્મક ઉપાય દ્વારા બંને પક્ષનું શ્રેય સાધવું. શત્રુનું પોતાથી પણ વધારે શ્રેય સાધવા ઇચ્છે તે સત્યાગ્રહી.

શત્રુઓનો સર્વથા નાશ કરે તે અરિહંત (અરિ એટલે શત્રુને, હંત એટલે હણનાર), કાયરતા, ભય, ક્રોધ, દ્વેષ, અભિમાન, ઈર્ષા, નિંદા, મોહ, વિષયેચ્છા, લોભ અને પ્રમાદ આપણા કટ્ટર શત્રુ છે. આ દોષમાંનો એક યા વધુ ધારણ કરે તે પરાધીન ગુલામ બને અને અનંત દુઃખ ભોગવે.

જે ધર્મમાં સત્યાગ્રહ છે તે જ ધર્મ છે. જે ધર્મ પાળનારા સત્યાગ્રહ ભૂલે, તેમની પડતી થાય છે. આજ જૈનોમાં સંખ્યા, સંપત્તિ, વૈભવ, એકતા અને મહત્ત્વતાની ઘટતી કેમ થાય છે? તે વિચારો. જૈનત્વ અવિનાશી છે, વિનાશ પામે તે જૈનત્વ હીન. જ્યારે જૈનત્વ વિનાશ પામે ત્યારે મનુષ્ય જાતિ દુઃખી થાય. આપણે સુખી છીયે કે દુઃખી? દુઃખોથી છુટવા હજારોવાર જૈનધર્મનું શરણ લીધું પણ દુઃખો ઘટવાને બદલે ઉલટાં વધ્યાં તેનું શું કારણ? ભૂખ્યો માણસ હજારો જાતના ભોજનના નામ બોલે પણ ભૂખ ન મટે પણ જો એકજ ખાવાની ચીજ બનાવી ખાય તો ભૂખ દૂર થાય. જૈનત્વવાળું વીરતાપૂર્ણ કામ કરવું નથી, માત્ર નામ બોલવું છે.

વાંચનાર! આજ તો જૈનત્વ મહાત્મા ગાંધીએ પ્રગટાવ્યું છે. તેમનો સંદેશ સાંભળ. પ્રભુ વીરના તત્ત્વો તેમાં દેખાશે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ તેનો દિવ્ય વિજય, અપૂર્વ ત્યાગ અને હૃદયની નિર્મળતા છે. આ અઢી હજાર વર્ષે પુનરોદ્ધાર પામતા સાચા જૈનત્વનો તું ભાગીદાર બન અને તન મન ધન બુદ્ધિ શક્તિ તે ક્ષેત્રમાં વાવ. એકના અનંત મળશે. સાચવીશ તો સડી જશે. ચેત ચેત! જો જીવન હોય તો સાવધાન થા.

આત્મજાગૃતિ ગ્રંથમાળા પુષ્પ ૨૪ મું.

ॐ अर्हं

# મોક્ષની કુંચી

( સમકિત આત્મબોધ-પ્રશ્નોત્તર અર્થાત્ મોક્ષકી કુંજી ભા. ૧-૨ નું ગુજરાતી ભાષાંતર )

શ્રીમાન શેઠ [illegible]રખચંદભાઈ કાળીદાસ વારીઆ
[illegible]ાણુવડવાળાની સુપુત્રી
કુમારી મુળી ( મુક્તા ) બ્હેનના સ્મરણાર્થે
જૈનપ્રકાશના ગ્રાહકોને અમૂલ્ય ભેટ.

સંગ્રહ કર્તા—સમકિતપ્રેમી.
અનુવાદક—ધીરજલાલ કેશવલાલ તુરખીયા.

પ્રકાશક—[illegible]ણાનમલ કોચેટા, મંત્રી, આત્મજાગૃતિ કાર્યાલય.
ઠે. જૈનગુરૂકુળ, બ્યાવર. ( રાજપૂતાના )



આવૃત્તિ પહેલી
પ્રત ૧૦૦૦

વીર સં. ૨૪૫૬
વિ. સં. ૧૯૮૬

# સંગ્રહકર્તાના બે બોલ

શ્રી સમકિત ( આત્મબોધ ) પ્રશ્નોત્તર અર્થાત મોક્ષની કુંચી ભાગ ૧ લો તૈયાર કરવામાં મુખ્ય સહાય ' શ્રી પુરૂષાર્થ સિદ્ધયુપાય ' ' જ્ઞાનાર્ણવ ' અને ' સમયસાર છંદ 'ની લીધેલી છે. અને બીજો ભાગ તૈયાર કરવામાં ' શ્રી આચારાંગ સૂત્ર ' ' દર્શન પાહુડ ' ' સમયસાર છન્દ ' અને ' પ્રકીર્ણ લેખ ' આદિની પ્રધાન સહાયતા લીધી છે. ગૌણ સહાય તો અનેક શાસ્ત્રો અને ગ્રંથોની લીધી છે. એ બધાના મૂળકર્તા, અર્થકર્તા અને પ્રકાશકોનો ઉપકાર માનું છું.

આ નાનકડી પોથીમાં જે કંઈ ઉત્તમતા છે, તેનો સુયશ એ ઉપકારકોને છે. અને અપૂર્ણતાનું કારણ સંગ્રહકર્તાની અલ્પજ્ઞતા છે. તે માટે પશ્ચાતાપ પૂર્વક મિથ્યાદુષ્કૃત લઉં છું, અને પૂર્ણતા પ્રકટ થવાની ભાવના ભાવું છું.

આશા છે કે, આ પુસ્તક જૈન અને જૈનેતર સર્વને ઉપયોગી થશે કારણ કે આમાં સત્ય તરફ દૃષ્ટિ રાખી છે. અપક્ષપાત ( માધ્યસ્થ દૃષ્ટિ ) થી થયેલો આ અલ્પ પ્રયત્ન છે, અને તેમાં રહી ગયેલી ભૂલો સુજ્ઞ વાંચકો–વિચારકો–જ્ઞાનીઓ બતાવે કે જેથી તે સુધારી શકાય એવી નમ્ર માગણી છે.

આ પુસ્તક વાંચીને ઘણા આત્માર્થી મહાત્માઓએ સૂચવ્યું છે કે, ' આ પોથી હંમેશા સ્વાધ્યાય ( નિત્ય નિયમ )માં રાખવા યોગ્ય છે. બીજા ભાગની વિષયાનુક્રમણિકાજ આખા પુસ્તકના સારરૂપ છે. તેનું દરરોજ વાંચન–મનન અવશ્ય કરવા જેવું છે. ' ઇત્યાદિ.

સમકિત પ્રેમી.

# અનુવાદકના બે બોલ

'કુંચી' સૌને જોઇએ છીએ. કુંચી એટલે મહાન કાર્ય પણ અલ્પ પ્રયાસે કરવાની કળા. આવી કળાને કોણ ન ચાહે? જેમ બીજા અનેકવિધ કાર્યો અને ગુંચવણો ઉકેલવા માટે તેના અનુભવીઓ 'કુંચી' (ચાવી) શોધી કાઢે છે અને સામાન્ય જનતા આગળ મૂકે છે તેને જનતા સાભાર વધાવી લે છે, તેમજ 'મોક્ષ' (મુક્તિ, આત્મ સ્વાતંત્ર્ય) જે સર્વથી અનોખી અને સર્વશ્રેષ્ટ આત્મદશા છે; કે જેને પ્રાપ્ત કરવા–પહોંચવાને ચક્રવર્તિ જેવા પણ તલશે છે, અનેક યોગીઓ, ત્યાગીઓ, મહાપુરૂષોનો પ્રયત્ન એ માટે જ છે, અનેક શાસ્ત્રો અને ધર્મોનો આશય અને મંથન કેવળ મોક્ષ માટે જ છે. એવી મુક્ત દશાની કુંચી (અનેક શાસ્ત્રોના મંથનના માવારૂપ) જૈનાગમો અને ગ્રંથોમાં ભરેલી છે.

મોક્ષની કુંચી સમ્યકત્વ (સમકિત, દર્શન, શ્રદ્ધા, સવળાઇ, સાચી સમજણ) છે. આત્મા સમકિતી બને તો પછી ક્રમશઃ તે જ્ઞાન ચારિત્ર વડે શુદ્ધ થતાં થતાં સંપૂર્ણ શુદ્ધ (કર્મ મેલથી રહિત, મુક્ત) થાય છે અને એ આત્મિક સંપૂર્ણ શુદ્ધતાને જ મોક્ષ કહે છે.

એટલે કે સમકિત એ જ મોક્ષની કુંચી (ચાવી) છે. એટલા માટે જ સમકિત શું ચીજ છે? કઇ દશા છે? કેવી રીતે પ્રાપ્ત થાય? એ જાણવાની પ્રથમ જરૂરત છે. સરળતાથી એજ વસ્તુ સમજાવવાનો એક સમકિત પ્રેમી આત્માર્થી મુનિએ કરેલો પ્રયાસ એ જ આ પુસ્તિકા (મોક્ષની કુંચી) છે.

મોક્ષની કુંચી બે ભાગમાં હિંદીમાં છપાઇ હતી. પૂજયપાદ ઉપાધ્યાય શ્રી આત્મારામજી મહારાજ, પં. મુનિશ્રી તિલોકચંદ્રજી મહારાજ, વૈરાગ્યમૂર્તિ શ્રી. કાનજીસ્વામી (મુનિરાજ) આદિ જૈનમુનિઓ, શાસ્ત્રજ્ઞ શ્રાવકો વગેરેએ આ પ્રયાસની બહુ સ્તુતિ અને પ્રશંસા કરી સફળતા જણાવી હતી.

હિંદીના આ સફળ પ્રયાસના લાભથી ગુજરાતી આલમ પણ વંચિત ન રહે એ ઇચ્છવાજોગ હતું. અને શ્રીમાન ઉદારચિત્ત શેઠ હરખચંદભાઈ કાળીદાસ વારીઆએ મોક્ષના કુંચી બન્ને ભાગનું એક પુસ્તકાકારે ગુજરાતી ભાષાંતર કરી છપાવવા અને તેનું ખર્ચ પણ પોતે આપવા ભાવના બતાવી. શ્રી. વારીઆજી એટલા નિઃસ્પૃહ છે કે, તેમની પાસે માગણી કરવા છતાં પોતાનું જીવન કે ફોટો આપવા ના કહી. એ ભાઇ તો નામ આપવાએ ન્હોતા ચાહતા. પ્રજા-વાત્સલ્ય એ ભાઇએ લખ્યું કે 'જો તમારો આગ્રહ જ છે, તો મ્હારી ૧૪ વર્ષની કુમારિકા પુત્રી બ્હેન મુળી ( મૂક્તા )ના સ્મરણાર્થે ભલે 'મોક્ષની કુંચી' રહે' 'મોક્ષની કુંચી' મૂક્તાના સ્મરણમાં. કેવો સુંદર યોગ !

**मोक्षकी कुंजी भा. १-२** નું હિંદીમાંથી ગુજરાતી ભાષાંતર મુળ લેખક, સંગ્રાહક અને વિચારોત્પાદક મહાત્માઓની દષ્ટિગમ્ય કરેલું. તેઓશ્રીએ જે જે શુદ્ધિ-વૃદ્ધિ બતાવેલ તે મુજબ સંશોધન આ ગુજરાતી ભાષાંતરમાં કરેલ છે. એ માટે તેઓશ્રીનો ઉપકાર છે.

આ મોક્ષની કુંચીથી આત્માર્થી-મુમુક્ષુ બંધુંઓ સમ્યકત્વને પામી એ કુંચી વડે આત્મિક સંપૂર્ણ શુદ્ધતા-મોક્ષને પામશે, એ દિશા તરફ પ્રયાસ કરશે તો સર્વ શ્રમ અને સહાય-ત્યાગ સફળ થશે.

એટલું પણ ઉમેરી લઉં કે મનનપૂર્વક જો સમકિતનું સાચું સ્વરૂપ વિચારાશે સમજાશે તો સાંપ્રદાયિક ક્લેષ અને ખેંચાતાણીના ઝઘડા દૂર થઇને શાંતિસુખ પમાશે. સુજ્ઞેષુ કિં બહુના ?

વિજયા દશમી સં. ૧૯૮૬
બ્યાવર ( રાજપૂતાના )

લી. મુમુક્ષુઓનો સેવક
**ધીરજલાલ કેશવલાલ તુરખીયા.**
અધિષ્ઠાતા, જૈનગુરુકુળ.

# સમકિત (આત્મબોધ) પ્રશ્નોત્તર

અથવા

# મોક્ષની કુંચી ભા. ૧-૨ ની

## અનુક્રમણિકા.

| વિષય. | પ્રશ્ન. | પૃષ્ટ. |
|---|---|---|
| તત્ત્વાર્થમાં સંદેહ ન હોય—તે નિઃસંકીય આદિ વ્યવહાર સમકિતના આઠ અંગ. | ૯૫ | ૫૫ |
| આત્માનુભવે કરતાં પાછો ન પડે તે નિઃસંકિયાદિ નિશ્ચય સમકિતના આઠ અંગ. | ૯૬ | ૫૭ |
| સમકિત ભ્રષ્ટ તે મૂળભ્રષ્ટ છે. | ૯૭ | ૫૮ |
| સમકિત મૂળ તે મોક્ષ માર્ગ છે. | ૯૮ | ૫૮ |
| સમકિતથી જ સદ્દવિવેક પ્રગટ થાય છે. | ૯૯ | ૫૮ |
| સમકિતનો શત્રુ મિથ્યાત્વ. | ૧૦૦ | ૫૮ |
| જ્ઞાનનો વેરી અજ્ઞાન. | ૧૦૧ | ૫૯ |
| ચારિત્રના શત્રુ વિષય—કષાય. | ૧૦૨ | ૫૯ |
| ચાર અનુયોગોમાં એક દ્રવ્યાનુયોગ જ નિશ્ચય અનુયોગ છે. તે નિશ્ચય જ્ઞાન પ્રગટ કરવાનું કારણ છે. | ૧૦૩ | ૫૯ |
| મોક્ષની પ્રાપ્તિ જીવ માત્રને છે. અને ઉપાદાન કારણ તીવ્ર રૂચીવાળા પુરૂષાર્થીને જ પ્રગટ થાય છે. | ૧૦૪ | ૫૯ |
| આત્મ સ્વરૂપના વચનો બોલવા, વાંચવા એ જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ છે. અને અનુભવ કરવો એ મિથ્યાદર્શનનો અભાવ છે. | ૧૦૫—૬ | ૬૦ |
| જીવની સર્વ અશુદ્ધિ અને દુઃખનું મૂળ કારણ મિથ્યાત્વ છે. | ૧૦૮ | ૬૦ |
| હું શબ્દ, રૂપ, ગન્ધ, રસ, સ્પર્શ, શરીર, ઇન્દ્રિય, ભોગ, અને સ્થૂલ પદાર્થ માત્રથી ભિન્ન છું, એવી નિરંતર ભેદ ભાવનાથી મોહનો નાશ થાય છે. | ૧૦૯ | ૬૦ |
| પર વસ્તુને પોતાની માનીને રાગ દ્વેષ કરે તે અજ્ઞાની, અને પરવસ્તુને ભિન્ન જાણી સમભાવ રાખે તે જ્ઞાની. | ૧૧૦ | ૬૦ |

૧૫૪૯૫

# વચનામૃત

## શ્રીમાન આત્માર્થી મુનિશ્રી મોહન ઋષીજી મહારાજ સાહેબની ડાયરીમાંથી.

---

(૧) વીજલીના ગોળામાં મોહાએલાં પતંગીયાંને દૂર કરવા દુકાનદાર દીવાની નીચે સળગતી જવાળા રાખે છે. પતંગીયાં ઉપર નીચે પ્રકાશ માની ડબલ જોરથી આવે છે. બિચારાં બળીને ભસ્મ થાય છે. સંસારી વિષયવાસના તે ગોળાથી માથુ પછાડવા સમાન છે. સાથે જવાળા સમાન શારીરિક કષ્ટ પણ છે છતાં બાળજીવો માનતા નથી.

(૨) કંદોઇને ત્યાં મીઠાઇ ઉપર લપટાયેલ માખીઓને ઉડાડવા કંદોઇ જવાળા ફેરવે છે, છતાં તે અજ્ઞાન બળવું મંજુર કરે છે પણ રસાસ્વાદ મુકતી નથી તેમ વિષયી જીવ મરતાં સુધી વિષયવાસનાને મૂકતો નથી.

(૨) રેશમનો કીડો જાણે છે કે હું શરીરને શણગારૂં છું પણ બિચારો મરણને આમંત્રણ દે છે.

(૪) વૃક્ષોની પરતંત્ર દશા તેજ જ્ઞાનીની સ્વતંત્ર દશા.

(૫) આત્મભાવે સહન કર, નહિં તો અજ્ઞાનભાવે સહેવું પડશે.

(૬) જ્ઞાનભાવે બિંદુમાં પતી જશે, તે અજ્ઞાનભાવે સાગરથી પણ નહિં પતે.

(૭) સાધક સંયોગોને બાધક શા માટે બનાવે છે!

( ૮ ) આવા ઉત્તમ સંયોગોનો આટલો દુરૂપયોગ કોણ કરતું હશે ?

( ૯ ) ૮૩૯૯૯૯૯૯ જીવાયોની કરતાં તારામાં (મનુષ્ય) અનંત વિશેષતા છે તો અનંત વિશેષ કાર્ય કર.

( ૧૦ ) આત્મતત્ત્વ સિવાય કયા તત્વમાં મોહ પામે ?

( ૧૧ ) આ મોંઘેરા અવસરને એળે ન જવા દે.

( ૧૨ ) એકેક મિનીટ અનંત ભવભેદક અને ઉત્પાદક છે. અશુદ્ધ ભાવે ભવ વૃદ્ધિ, શુદ્ધ ભાવે ભવ નાશ.

( ૧૩ ) ચેતનરાજ ! હવે કંઈક સમજો. અનંત કાળ ભવ ભ્રમણમાં રખડયો.

( ૧૪ ) લાખો કરોડો પર વસ્તુને ઓળખે છે, જાણે છે, સુંઘે છે, ચાખે છે, સ્પર્શે છે; પણ આત્મતત્વનું ભાન નથી.

( ૧૫ ) અરે ! ( શરીરરૂપી ) વૃક્ષને જુવે છે પણ વૃક્ષના બીજ ( આત્મા ) ને તો જો ! તે કયાં છે ?

( ૧૬ ) બીજના અભાવે લાખ ગાઉનું ઉચું વૃક્ષ પણ નીચે ઉખડીને પડી જશે.

( ૧૭ ) બીજનાં પરમાણુ ( પ્રદેશ ) લાખ ગાઉના વૃક્ષમાં ઓતપ્રોત છે છતાં તને તેનું ભાન નથી.

( ૧૮ અરે ! અજ્ઞાની પામર જડ છે કે ચેતન ? કંઇક સમજ.

( ૧૯ ) આત્માને આત્મતત્વ સિવાય અન્ય વિશ્વના પદાર્થોનો બોધ છે, પણ આત્મતત્વને જાણ્યા વિના વિશ્વના પદાર્થોનો બોધ નિરર્થક છે.

( ૨૦ ) આત્મતત્વ વૃક્ષના બીજવત પ્રછન્ન હોવા છતાં સર્વને આધારભૂત છે.

( ૨૧ ) દુનિયાના કામોમાંથી મુક્તિ લેવાથી મુક્તિ લેવાશે.

( ૨૨ ) આવો ! કોઈ આવો ! અનંત ભવસાગરના છેદનભેદન, તાડન–તર્જનના ત્રાસેલ આવો !

( ૨૩ ) સુખના ઇચ્છુક દુઃખથી ગભરાયલા આવો !

( ૨૪ ) નરક ને દેવને ન માનનારા પશુ અને માનવ યોનિના વિશ્વાસુ આવો.

( ૨૫ ) અનંત કાળની ભવાટવી ઓળંગવા આવો.

( ૨૬ ) આંધળાઓ દેખતા થવા આવો. દેખતા થઇ મોક્ષ માર્ગમાં પ્રયાણ કરો.

( ૨૭ ) મોક્ષ પોતાનું ઘર છે ત્યાં જવામાં મના કોણ કરનાર છે ?

( ૨૮ ) પોતાના ઘર તરફ હોંશથી પગલાં ઉઠાવો. ઉતાવલાં પગલાં ભરો.

( ૨૯ ) બિલાડીનું બચ્ચું તેની માતાને પ્રેમથી ભેટે છે અને તેને સર્વસ્વ માને છે, ત્યારે ઉંદર ત્રાસ પામી નાસે છે.

( ૩૦ ) તેમ વિષય કષાયનું સંતાન વિષય કષાયથી પ્રેમથી ભેટે છે, ત્યારે જ્ઞાની ભવભીરૂ તેથી ભય પામે છે ને નાસે છે.

( ૩૧ ) નર્ક નિગોદના સંતાન વિષય કષાયની નાવમાં બેસી પોતાની સ્પેશયલ સ્ટીમર ત્યાં જઈને શોભાવે છે.

( ૩૨ ) નાગ નાગણુ, સિંહ સિંહણુ, વાઘ વાઘણુનો સ્પર્શ મખમલ જેવો કોમળ હોય છે; પણ સ્પર્શ કરનારના પ્રાણ લે છે તેમ શબ્દ-રૂપ-ગંધ રસ અને સ્પર્શ તેથી વિશેષ કોમળ અનુભવાય છે. જેટલી જેનામાં વિશેષ કોમળતા તેથી અનંતગણું વિશેષ વિષ તેનામાં ભરેલ છે. અનંત વિષથી તે અનંતકાળ સુધી દુર્ગતિ અપાવે છે.

( ૩૩ ) શબ્દ-રૂપ-ગંધ રસ અને સ્પર્શ એ પાંચને નાગ નાગણ જેવા વિષેલા ( ઝેરીલા ) જંતુ સમજી નાગ નાગણના સ્પર્શથી ભય પામે છે તેમ તેમનાથી ભય પામ અને ચેતીને ચાલજે.

( ૩૪ ) જો શબ્દ, રૂપ, ગંધ, રસ, અને સ્પર્શનો હડકવા લાગ્યો હોય તો તેના ડોકટર પરમાધામી અને દવા દેવા નેરઇયારૂપ શરીર તૈયાર છે.

( ૩૫ ) શબ્દાદિનો હડકવા લાગ્યો હોય તો જે ઇંદ્રિયો હડકવાની હડકાઇ ઝેરી લાળ ચાટી રહી છે, તે ઇંદ્રિયોને અવયવોને પરમાધામી શોધી શોધીને તજ્જન્ય સુખથી અનંત વિપરીત અનુભવ કરાવશે.

( ૩૬ ) હડકવાઈ લાળ નરકમાં લઈજનાર ખેંચનાર દોરી છે. દોરી હોય તો જલ્દી ખેંચાણ થઇ શકે !

( ૩૭ ) પતંગને કહો કે દીપકમાં પડ મા, ભ્રમરને કહો કે ફુલમાં કેદ થા મા. માછલીને કહો કે કાંટામાં વીંધા મા, હાથીને કહો કે ખાડામાં ફસા મા, સર્પને કહો કે કરંડીયામાં કેદ થા મા, આ બધા પ્રાણીઓ ચેતાવનારને અજ્ઞાની, મૂર્ખ અને બાધક માને છે. જ્યારે તેમને પોતાને

કષ્ટ અનુભવ થશે ત્યારે તેઓ પોતે સ્વયં સમજશે અને પશ્ચાતાપ કરશે તેમ આ જીવ પણ નરકાદિ ગતિમાં દુઃખ પ્રાપ્ત કરશે ને નરકમાં ગયા બાદ તેને આત્મ જાગૃતિ થશે, પણ આત્મોન્નતિના સાધનો નહિં મળે.

( ૩૮ ) જેમ સટોડીઓ લાખો હાર્યા બાદ પશ્ચાતાપ કરે અને બજારમાં જઇ ધ્રુસકે ધ્રુસકે રૂવે, બજારવાળાને હાથ જોડે, તેમના પગે પડે, તેમની સામે દીનતા કરે, કૃપયા મને મારૂં ધન પાછું આપો, ફરી આવો વ્યાપાર નહિ કરૂં, તો તેનું કથન કેવળ બકવાદ ગણાય. તેમ બીજી ગતિમાં ગયા બાદ પશ્ચાતાપ અને જાગૃતિ તે માત્ર બકવાદ છે.

( ૩૯ ) ૨૩ કલાક ૫૯ મીનિટ આત્મ ઉપયોગે છતાં ૧ મીનિટ પરભાવની અનંત ભયંકર સમજવી.

( ૪૦ ) ચેતનરાજ ! ભૂલવાનું ઘણું છે, ભણવાનું ઘણું બાકી છે. વિષય કષાય ભૂલી જા, આત્મરમણતા શીખ.

( ૪૧ ) પોતે નારકીય કષ્ટે ગભરાય નહિં તો અન્ય કષ્ટો સહવામાં શાનો ખેદ ?

( ૪૨ ) દુનિયાના પ્રત્યેક જીવ અનંતવાર સંબંધી થઈ ચુકયા તો કોનો મોહ કરવો ?

( ૪૩ ) દુન્યિવી પ્રત્યેક જીવ અનંતવાર દ્વેષી થઇ ચુકયા તો કોની સાથે દ્વેષ કરવો ?

( ૪૪ ) સકળ જીવોને સમાન માની સમભાવને તજવો નહિ.

( ૪૫ ) સર્વ જીવને પરમાત્મા માની સર્વના ગુણ લેવા.

(૪૬) આત્મતત્વ સિવાય અન્યત્ર દ્રષ્ટિપાત ન કર.

(૪૭) આત્મતત્વ સિવાય સર્વ હેય છે.

(૪૮) આત્મસંગ સિવાય અસંગી બન.

(૪૯) આત્મ સ્નેહી સિવાય સર્વત્ર અસ્નેહી બન.

(૫૦) આત્મતત્વ સિવાય સર્વ અતત્વ.

(૫૧) આત્મ લક્ષ સિવાય સર્વત્ર અલક્ષ.

(૫૨) આત્મ ચિંતવન સિવાય સર્વ અચિંત્ય.

(૫૩) અપૂર્ણ દશામાં બીજાને પ્રતિબોધ આપવો તે સ્વઘાત કરી પર રક્ષા માટેના ધુમ્ર બાચકા છે.

(૫૪) અપૂર્ણ દશામાં બીજાને પ્રતિબોધ આપવો તે સ્વખુન કરી પર જીવિતદાન દેવાના પ્રયત્ન સમ છે.

(૫૫) અપૂર્ણ દશામાં બીજાને પ્રતિબોધ આપવો તે શ્રેણીક રાજા જેમ અનાથી મહાપુરૂષનો નાથ થવા જેવી તારી અજ્ઞાનતા છે.

(૫૬) આત્મિક સમાધિ આત્મ જાગૃતિ સિવાયની ક્ષણુ અનંત ભવ કરાવનાર છે.

(૫૭) વૃક્ષના ભવે ગજ સુકુમાળ જેવી ક્ષમા રાખી બાહુબલજી સમ ચીરકાલીન ધ્યાન ધર્યું પણુ કાંઇ ગરજ સરી નહિ.

(૫૮) આત્મપદ સિવાય સર્વ આપદા છે, આત્મ સ્વરૂપ સાચી સંપદા છે.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ !

ॐ अर्हं

# સમકિત ( આત્મબોધ ) પ્રશ્નોત્તર

અથવા

# મોક્ષની કુંચી

( ભાગ ૧ લો )

## મંગળાચરણ.

सिद्धाणं नमो किच्चा, संजयाणंच भावओ;
अत्थ धम्मगइं तच्च, अणुसट्ठिं सुणेहमे,

આદિનાથ આદિ કરી, વંદૂ શ્રી વર્ધમાન;
સ્યાદ્વાદ વંદૂ સદા, પ્રકટે અતિશય જ્ઞાન.

શ્રી આદિનાથ-ઋષભદેવ પ્રભુથી પ્રારંભીને શ્રી વર્ધમાન સ્વામી સુધી સકળ સર્વજ્ઞ-વીતરાગ દેવાધિદેવોને અને સ્યાદ્વાદ ( અનેકાંત સ્વરૂપ ) જિનવાણીને ભાવપૂર્વક નમસ્કાર કરૂં છું.

સ્યાદ્વાદ—અનેકાંત-ધર્મ કેવો છે? જે ઉત્કૃષ્ટ આગમ અને સત્ય સિદ્ધાન્તના પ્રાણ સ્વરૂપ છે. એટલે કે સ્યાદ્વાદ વિના સકળ શાસ્ત્રો જીવ વિનાના શરીર સમાન દેખાય છે.

વળી સ્યાદ્વાદ કેવો છે? જન્માંધ પુરૂષોએ જે હાથીનું એકાંત રીતે જે એકાંત સ્વરૂપ વર્ણવેલું, તેવા એકાંતવાદનો નિષેધ કરીને વ્યવહાર અને નિશ્ચયની બન્ને પાંખોથી સત્યજ્ઞાનરૂપી આકાશમાં નિર્ભય ગતિ કરનાર છે. એવા

સ્યાદ્વાદ (અનેકાંત ધર્મ) ને ભાવ નમસ્કાર કરવાથી અતિશય જ્ઞાન પ્રકટે છે.

સકળ અજ્ઞાન અંધકારને નાશ કરવામાં સૂર્ય સમાન અને ત્રણ લોકના સમસ્ત પદાર્થો જોવામાં અદ્વિતીય નેત્ર સ્વરૂપ ઉત્કૃષ્ટ આગમ **જૈન સિદ્ધાન્ત** નું મનન કરીને ગુરૂ કૃપાથી આ '**સમકિત-પ્રશ્નોતર**' સ્વપર કલ્યાણના કારણે સંગ્રહ કરૂં છું.

(૧) **પ્રશ્ન**—મોક્ષ માર્ગ કોને કહે છે?

**ઉત્તર**—જે વડે સર્વ પ્રકારના દુઃખોથી સદાને માટે છુટાય ત્હેને મોક્ષ માર્ગ કહે છે, એના ચાર પ્રકાર છે. (૧) સમ્યક્ (સત્ય) જ્ઞાન (૨) સમ્યક્ (સત્ય) દર્શન (૩) સમ્યક્ (સત્ય) ચારિત્ર અને (૪) સમ્યક્ (સત્ય) તપ.

(૨) **પ્રશ્ન**--ચારેયમાંથી મુખ્ય કોણ?

**ઉત્તર**—સમ્યક્ દર્શન (સમકિત) સૌથી પ્રધાન (મુખ્ય) છે. કારણ કે, સમકિત પ્રકટ થયેથી જ સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર થાય છે. સમકિત વિનાનું જ્ઞાન અને ચારિત્ર **મિથ્યા** ગણાય છે.

સમકિત એટલે સાચી સમજણ–સદ્વિવેક, સુશ્રદ્ધા (સમકિત) વિના ભાષા જ્ઞાન કે ભણતર ગમે તેટલું હોય તો પણ તે **મિથ્યા-જ્ઞાન** જ કહેવાશે. હજારો શાસ્ત્રો, વિદ્યા-કળા શીખવા છતાં જો સદ્‌વિવેક ન હોય તો ઉન્માર્ગ (કુચારિત્ર) ગામી હોઇ શકે છે, પણ સાચી સમજણ પૂર્વકનું થોડું જ્ઞાન તથા ચારિત્ર હોય તો પણ તે વિવેક

યુક્ત હોવાથી સુમાર્ગગામી બની શકે છે. એટલે સમકિત જ સર્વગુણોમાં પ્રધાન છે.

(૩) **પ્રશ્ન**—સમકિતી જીવનું લક્ષણ શું?

**ઉત્તર**—(૧) શરીર, ઇન્દ્રિય, ભોગ, વિષય, કષાય પ્રત્યે અરૂચિ, (ત્યાગ બુદ્ધિ) હોય, એટલે આસકિત–મમત્વ ન હોય.

(૨) અતીન્દ્રિય–(ઇંન્દ્રિય રહિત, વિષય સુખના ત્યાગરૂપ) આત્મિક સુખનો સ્વાદ આવે.

(૩) સ્વાનુભૂતિ—આત્માના સત્ય સ્વરૂપનો અનુભવ થાય.

શત્રુના પણ ગુણ દેખે (ગુણાનુરાગી હોય), સદા સમભાવ રાખે.

(૫) વિવેક બુદ્ધિ હોય. એટલે આત્માને શું હિત-કારી છે અને શું અહિતકારી છે. તેનું જ્ઞાન કરીને સદા હિત માર્ગમાંજ પ્રવૃત્તિ કરે, અહિત માર્ગમાં કદિ ન પ્રવર્તે.

(૬) દુઃખોનું મૂળકારણ અજ્ઞાન, મિથ્યાત્વ (વિષય-કષાયમાં ગૃદ્ધતા) જાણીને સદા એનાથી બચે. અને બીજાને એનાથી બચાવે, એવી ભાવ અનુકંપા જેને પ્રગટી હોય.

(૭) શ્રદ્ધા—આત્માના સત્ય સ્વરૂપને નય, પ્રમાણ અને વ્યવહાર–નિશ્ચયથી સમજીને એવો દૃઢ શ્રદ્ધા વિશ્વાસ રાખે કે, હું અનંત જ્ઞાન, સુખાદિથી પૂર્ણ આત્મા છું. હંમેશા આત્મગુણ ઘાતક નિમિત્તો (ધન, ભોગ, વિષય, ક્રોધાદિ કષાય) ને છોડવામાં જ આનંદ માને.

(૪) **પ્રશ્ન**—સમકિત કેવું છે?

**ઉત્તર**—સંસાર સમુદ્ર તરવામાં ચારિત્રરૂપી વહાણ છે. જ્ઞાનરૂપી માર્ગદર્શક દીવાદાંડી છે, સમકિતરૂપી ખેવટીયો (નાવિક ) છે. જેમ નાવિક વિનાનું નાવ અને દીવાદાંડી શૂન્ય છે, તેમ સમકિત–નાવિક–વિના ચારિત્ર વહાણ અને જ્ઞાન–દિવાદાંડી–વૃથા છે.

જેમ બી વિના વૃક્ષની ઉત્પત્તિ, વૃદ્ધિ કે ફળ ફૂલ નથી થતા. તેમજ સમકિત (સાચી સમજણ–સદ્વિવેક) રૂપી બીજ વિના સમ્યક્ જ્ઞાન–ચારિત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને વૃદ્ધિ થઈ શકતી નથી. તથા તેનું ફળ જે સત્ય સુખ ( મોક્ષ ) તે નથી મળતું.

સમકિત પાયારૂપ છે. જેમ પાયા વગર મકાન ટકી નથી શકતું, તેમ જ સમકિત વિના જ્ઞાન તથા ચારિત્ર નથી ટકી શકતા.

(૫) **પ્રશ્ન**—સમકિત ગુણ રોકનારા કારણો કયા કયા છે ?

**ઉત્તર**—મિથ્યાત્વ મોહનીય છે, મિથ્યા–ખોટા અને મોહનીય–રાચવું–મમત્વકરવો તે મિથ્યાત્વ મોહનીય છે. એવી બુદ્ધિ ઉપજવાનું કારણ મિથ્યાત્વ મોહિનીયના કર્મદળ છે. અને પુનઃ એવી બુદ્ધિથી મિથ્યાત્વ મોહિનીય કર્મનો બંધ થાય છે.

(૬) **પ્રશ્ન**—મિથ્યાત્વ મોહનીયથી કેવી બુદ્ધિ ઉપજે છે ?

**ઉત્તર**—મિથ્યા–વિપરીત બુદ્ધિ–કે જે પર વસ્તુઓને પોતાની માને છે. જેમકે, શરીર, ઇન્દ્રિયો, ધન, પરિવાર,

નિંદા, સ્તુતિ, સુખદુઃખના પ્રસંગોમાં મમતા એ બધું મિથ્યાત્વ છે. એવા ભાવોથી પુનઃ મિથ્યાત્વનો બંધ થાય છે, એટલા માટે એવી બુદ્ધિ છોડવી જોઇએ.

(૭) **પ્રશ્ન**—મિથ્યાત્વ મોહનીયથી જીવની ઉલ્ટી બુદ્ધિ કેમ થાય છે?

**ઉત્તર**—જેમ કેફી ચીજ ખાવાથી શાણો માણસ પણ યદ્વાતદ્વા બકે છે. ધતુરાનું દૂધ પીવાથી બધું પીળું પીળું દેખાય છે; એ વસ્તુનો સ્વભાવ છે. તે જ રીતે મિથ્યાત્વ મોહનીય પ્રકૃતિનો સ્વભાવ જીવની વિપરીત બુદ્ધિ કરનારો છે.

(૮) **પ્રશ્ન**—વસ્તુઓનો એવો સ્વભાવ કેમ?

**ઉત્તર**—એ સ્વભાવ સ્વયંસિદ્ધ છે, અનિવાર્ય છે˙ કારણ જેમ અગ્નિ ઉષ્ણ છે, પાની ઠંડુ છે, સૂર્ય તેજસ્વી છે, ચંદ્રમા શીતળ છે; એમાં પ્રમાણ કે તર્કને સ્થાન નથી. એ તો વસ્તુનો સ્વભાવ છે. એવી જ રીતે મિથ્યાત્વ કર્મ પ્રકૃતિનું ફળ પણ સ્વભાવથી જ એવું છે કે, 'જીવની વિપરીત (ઉલ્ટી) બુદ્ધિ થઈ જાય છે.'

(૯) **પ્રશ્ન**—કર્મને માનવામાં પ્રમાણ શું?

**ઉત્તર**—આ જગતમાં કોઈ મનુષ્ય, કોઈ પશુ, કોઈ પક્ષી, કોઈ જલચર, કોઈ ખેચર જીવો છે. કોઈ કીડા, મકોડા, ટીડ, પતંગ આદિ નાના જીવો છે. કોઈ બુદ્ધિમાન્, કોઇ મૂર્ખ, કોઈ બલવાન્, કોઈ નિર્બળ, કોઈ સદા નિરોગી, કોઇ સદા રોગી, કોઈ ગર્ભ શ્રીમંત, કોઈ જન્મ દરિદ્રી, કોઇ રૂપવાન્, કોઇ કુરૂપવાન્, કોઈ સુખી

તો કોઈ દુઃખી દેખાય છે. આવી વિચિત્રતા-ભિન્નતા-નું કારણ શું ?

ઉત્તર એ જ આવશે કે, જેવા કર્મ-ભૂત પુરૂષાર્થ-પૂર્વે કરેલા કામ, 'વાવે તેવું લણે'. **કર્મ** માન્યા વિના જીવોની વિચિત્ર દશાઓની સિદ્ધિ જ થતી નથી.

(૧૦) **પ્રશ્ન**—કરેલ કર્મો ભોગવ્યા વિના છુટકારો થઇ શકે શું ?

**ઉત્તર**—હા. કર્મો બે પ્રકારે છુટે છે. જે કર્મ ફળ આપીને છુટા થાય છે તે સવિપાક નિર્જરા કહેવાય છે. અને જે કર્મોનું ફળ આપ્યા પહેલાં જ દાન, શીઅળ, તપ, સંયમ, ધ્યાનાદિ વડે નાશ કરાય છે, તેને અવિપાક નિર્જરા કહેવાય છે.

(૧૧) **પ્રશ્ન**—નિર્જરા એટલે શું ?

**ઉત્તર**—જૄ=જીર્ણ થવું, અમુક પ્રમાણમાં કર્મોનું નિર્જરવું-દૂર થવું-( આત્માથી થોડે ઘણે અંશે કર્મ દૂર થાય ) તે **નિર્જરા** છે. ( સર્વ કર્મનો સર્વથા સદા માટે નાશ તે મોક્ષ કહેવાય છે. )

(૧૨) **પ્રશ્ન**—મિથ્યાત્વ મોહનીય કર્મનો નાશ કેવી રીતે થઈ શકે ?

**ઉત્તર**—યથાર્થ રૂપે નવ તત્ત્વ અને છ દ્રવ્યોનાં સ્વરૂપનું સાત નય, ચાર પ્રમાણ, સામાન્ય-વિશેષ, દ્રવ્ય-ગુણ-પર્યાય, બાહ્ય-આભ્યંતર અને નિશ્ચ-વ્યવહારથી જ્ઞાન કરીને આત્મ સ્વરૂપને ઓળખે, આત્માના નિજ ગુણો-જ્ઞાન, દર્શન, ચારિત્ર-ને જ આદરવા પ્રાપ્ત કરવા-યોગ્ય

માને, એવી **સમકિત** ભાવનાથી **મિથ્યાત્વ** (વિપરીત બુદ્ધિ) નો નાશ થાય છે.

(વિશેષ પ્રકારે સમકિત ભાવના ચિંતવન કરવી તે માટે 'આત્મ જાગૃતિ ભાવના' અને 'સમકિત સ્વરૂપ ભાવના' ની પુસ્તકો જોવી.)

(૧૩) **પ્રશ્ન**—સત્ય જાણવું કે મિથ્યા જાણવું એ જ્ઞાનાવરણ કર્મનો ઉદય છે ને?

**ઉત્તર**—સત્યપણું કે મિથ્યાપણું એ જ્ઞાનાવરણનો નહિ પણ **મિથ્યાત્વ**નો ઉદય છે. કારણ જ્ઞાનાવરણના તીવ્ર ઉદયથી જ્ઞાન ઓછું પ્રકટે અને જ્ઞાનાવરણના ક્ષયો-પશમથી જ્ઞાન વધતું જાય. પરંતુ જ્ઞાનાવરણમાં સત્ય કે મિથ્યાપણું પેદા કરવાની શક્તિ નથી. કારણ જ્ઞાનાવરણ કર્મની સમ્યક્ જ્ઞાનવરણ યા મિથ્યા જ્ઞાનાવરણ-જેવી પ્રકૃતિ નથી. જ્ઞાનાવરણનો અર્થ જ્ઞાનને ઢાંકનાર થાય છે. અને મિથ્યાત્વનો અર્થ ઉલ્ટાપણું-વિપરીતતા ઉત્પન્ન કર-નાર થાય છે. **મિથ્યાત્વ** જીવના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય આદિ અનંત ગુણોને વિપરીત કરે છે. જ્યાં સુધી મિથ્યાત્વ હોય ત્યાં સુધી જ્ઞાન તે મિથ્યા જ્ઞાન, ચારિત્ર તે મિથ્યા ચારિત્ર, સુખ તે બાહ્ય (પુદ્ગલિક) સુખ અને વીર્ય તે કુપુરૂષાર્થ (બાલ વીર્ય) રહે છે. જ્યારે મિથ્યા-ત્વનો નાશ થઈ જાય ત્યારે મિથ્યા જ્ઞાન આદિ અનંત ગુણ સમ્યક્-સવળા થઈ જાય છે.

(૧૪) **પ્રશ્ન**—ઘણાં શાસ્ત્રો કંઠસ્થ હોવા છતાં સમ-કિત વિના મિથ્યા જ્ઞાન થાય છે. તો તે પદાર્થોને કેવી રીતે જાણે?

**ઉત્તર**—મિથ્યા જ્ઞાનનો અર્થ એવો નથી કે, મકાનને મકાન કે જીવને જીવ ન જાણે. સમકિત વિના અનેક શાસ્ત્રોનો અર્થ, ભાવાર્થ, પ્રથા, નય, પ્રમાણ, નિક્ષેપનાં વિસ્તૃત જ્ઞાનથી પદાર્થ સ્વરૂપ ખૂબ બારીકીથી સમજે. બંધ–મોક્ષનાં સ્વરૂપને સમજે. જગતના પદાર્થો અને ભાવોને બરાબર જાણે. પણ આ બધું જાણપણું જ્યાં સુધી **સ્વાનુભૂતિ** ( આત્મ સ્વરૂપનો નિશ્ચય અનુભવ ) ન થાય ત્યાં સુધી **મિથ્યા** મનાય છે. કારણ કે જો આત્મ સ્વરૂપનો અનુભવ ન હોય તો ખીરમાં પડેલી કડછીની માફક એનું જ્ઞાન શુષ્ક છે. સકળ જ્ઞાનનો સાર એક આત્મ સ્વરૂપનો અનુભવ કરવો એ જ છે. આપણો જીવ અનંત વાર હજારો શાસ્ત્ર શીખ્યો, છતાં શુદ્ધ આત્મ સ્વરૂપનો અનુભવ ન કરવાથી અજ્ઞાની રહ્યો છે. જે રાગ, દ્વેષ, મોહ ( દર્શન મોહનીય ) ને છોડે તે થોડું જ્ઞાન છતાંયે આત્માનુભવ કરી લે છે. ત્યારે જગતના સર્વ જડ ચેતન પદાર્થોને નિજ આત્માથી ભિન્ન અનુભવે, ઇન્દ્રિય જન્ય વિષય સુખ જેને અંતરથી રોગ રૂપ કડવા માલુમ પડે છે. જે અવિકારી–અતીન્દ્રિય–નિર્વિકલ્પ આત્મિક સુખનો આસ્વાદ કરે છે; જે જ્ઞાનમાં આત્માનું નિજ સ્વરૂપ પ્રતિ ભાસે છે તે જ ‘ સમ્યક્ જ્ઞાન ’ છે. એવું સમ્યક્ જ્ઞાન પ્રકટ્યાથી દાન દેવું, શીલ પાળવું, સંયમ પાળવો, તપ કરવો વગેરે કષ્ટ રૂપ માલુમ નથી પડતું; પરંતુ દાન દેવામાં મલ ત્યાગ રૂપ સુખ થાય છે. સંયમ પાળવામાં સત્ય સુખ પ્રતીતાય છે. તપમાં અપૂર્વ આનંદ

થાય છે. નિરોગી માણસને ખાજ (ખુજલી) ખણવાની ઇચ્છા જ નથી થતી તેમ શીલ પાળવામાં પોતાનો સહજ સ્વભાવ સમજાય છે.

(૧૫) **પ્રશ્ન**—સમકિતનું લક્ષણ અને સ્વરૂપ શું ?

**ઉત્તર**—(अ) જીવ, અજીવ આદિ તત્ત્વોનું યથાતથ્ય (જેવું છે તેવું) સ્વરૂપ શ્રદ્ધે–નિશ્ચય કરે અને અનુભવે તે સમકિત એટલે આત્મ દર્શન છે.

(ब) 'સ્વાનુભૂતિ' આત્માના સ્વરૂપને અનુભવે તે સમકિત કહેવાય.

(૧૬) **પ્રશ્ન**—સમકિતનાં લક્ષણ ઘણે ઠેકાણે જુદા જુદા બતાવ્યા છે તો કયું લક્ષણ ઠીક માનવું ?

**ઉત્તર**—કોઇ ઠેકાણે વ્યવહાર સમકિતના લક્ષણ બતાવ્યા છે. અને કોઇ ઠેકાણે નિશ્ચય સમકિતના. એટલે જ શાસ્ત્રોમાં કહ્યું છે કે, જે વ્યવહારે અને નિશ્ચય બન્ને નયોનું સ્વરૂપ સમજે છે, તે જ સત્ય સમજી શકે છે અને સત્ય ઉપદેશ આપી શકે છે. એ વિના હાનિ થવા સંભવ છે.

(૧૭) **પ્રશ્ન**—વ્યવહાર સમકિતનું લક્ષણ શું ?

**ઉત્તર**—વ્યવહાર સમકિતનું લક્ષણ દેવ અરિહંત, ગુરૂ નિર્ગ્રંથ, સંવર નિર્જરામાં ધર્મ અને સ્યાદ્વાદયુક્ત શાસ્ત્રોને માને; ૧ સમ્ (સમભાવ) ૨ સંવેગ (ધર્મભક્તિ), ૩ નિર્વેગ (વૈરાગ્ય–ભોગ અરૂચિ), ૪ અનુકંપા અને ૫ આસ્થા (જીવાદિ નવ તત્ત્વોની યથાર્થ શ્રદ્ધા) એ પાંચ લક્ષણ તથા વ્યવહાર સમકિતના ૬૭ બોલના ગુણો વ્યવહાર લક્ષણ છે.

(૧૮) **પ્રશ્ન**—નિશ્ચય સમકિતનું લક્ષણ શું ?

**ઉત્તર**—અંતરંગમાં અનંતાનું બંધી (પર વસ્તુને પોતાની માનીને ક્રોધાદિનું કરવું તે) ક્રોધ, માન, માયા (કપટ), લોભ, મિથ્યાત્વ મોહનીય (ખોટામાં આનન્દ-મમત્વ), મિશ્ર મોહનીય (કંઈક સત્ય-કંઇક અસત્યમાં આનંદ), સમકિત મોહનીય (સત્યમાં કિંચિત્ શંકાદિ સેવન): એ સાત પ્રકૃતિઓનો ક્ષય કરે અને બાહ્યમાં આત્મ સ્વરૂપનો અનુભવ કરે એ (સ્વાનુભૂતિ) નિશ્ચય સમકિતનું લક્ષણ છે.

(૧૯) **પ્રશ્ન**—સ્વાનુભૂતિ એટલે શું ?

**ઉત્તર**—મતિજ્ઞાનાવરણીની પેટા પ્રકૃતિ (સ્વાનુભૂતિ આવરણ નામની પ્રકૃત્તિ) છે. તે દૂર થવાથી સ્વાનુભૂતિ (આત્માનુભવ) પ્રકટે છે. આ ગુણ જ્ઞાનનો છે, તે પણ નિશ્ચય સમકિત થયા પછી જ પ્રકટે છે. તેથી જ સમ-કિતના લક્ષણમાં પણ બતાવાય છે. જે શુદ્ધ આત્માનુભવ થવો તે નિશ્ચય સમકિત છે.

(૨૦) **પ્રશ્ન**—કર્મ પ્રકૃતિના પ્રકાર ૧૪૮ યા ૧૫૮ છે. તેમાં આ પ્રકૃતિ કેમ નથી બતાવી ?

**ઉત્તર**—આત્માના અસંખ્ય ભાવ, લેશ્યા, પરિણામ હોય છે. તેથી જુદી જુદી અસંખ્ય પ્રકૃતિ (જાતિ) ના કર્મબંધ થાય છે; પરંતુ મુખ્ય આઠ જ કહ્યા છે. જેને આઠ કર્મ કહે છે એની ઉત્તર પ્રકૃત્તિ ૧૪૮ કે ૧૫૮ કહી છે. કારણ સમજાવવા માટે ખાસ જરૂરી (આવશ્યક) ભેદોજ પડાય છે. જેમ કે જીવોના કર્મોદય પ્રમાણે અનંત

ભેદ થઈ શકે, છતાં ૫૬૩ ભેદ જ કહ્યા છે. કારણ કે સમજાવવાને માટે કંઇક મર્યાદિત વર્ગ પાડવા પડે છે. પુનઃ અનંત ભેદે જીવ કહ્યા છે.

(૨૧) **પ્રશ્ન—આત્માને જાણવો** તે સમકિત; એવું કથન શાસ્ત્રોમાં કોઈ સ્થળે છે?

**ઉત્તર**—હા, અનેક સ્થળે એ ભાવ નીકળે છે. શ્રી પન્નવણા સૂત્ર, આવશ્યક સૂત્ર, અને ઉત્તરાધ્યયનના મોક્ષ માર્ગ અધ્યયનમાં દર્શન-સમકિતનું વિવેચન કરતાં ચાર લક્ષણમાં પહેલું '**परमथ्थसंथवोवा**' પરમ એટલે પ્રધાન, અર્થ એટલે તત્ત્વ; સર્વ તત્ત્વમાં એક નિજ આત્માજ પ્રધાન તત્વ છે. તેનો સંસ્તવ-પરિચય કરે, અનુભવ કરે; એમ કહ્યું છે. વળી શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે, કે જે આત્માનુભવ કરે છે તે અન્યત્ર રાચતા નથી, બીજા બાહ્ય પદાર્થોમાં મોહાતા નથી, રમણ નથી કરતા. જે અન્યત્ર નથી રાચતા તેજ આત્મામાં રાચે છે-રમણ કરે છે. એ જ ન્યાયે સમકિતી જીવને ધાવ માતાની જેમ ભિન્ન અનુભવનારો કહ્યો છે. સમકિતી સંસારમાં પોતાપણું-ગૃદ્ધિપણું-મમત્વ-નથી રાખતો. શ્રી આચારાંગસૂત્રમાં એમ પણ કહ્યું છે કે, જે મૂળ કર્મ-અગ્ર કર્મ-અર્થાત્ મિથ્યાત્વનો નાશ કરે તે આત્મ દર્શન કરે છે. અને ત્હેને મરણ ભય નથી રહેતો.

(૨૨) **પ્રશ્ન**—તત્ત્વાર્થ શ્રદ્ધાનને સમકિત કહ્યું છે, તેનો અર્થ શો?

**ઉત્તર**—તત્વ એટલે ભાવ (ધર્મ સ્વભાવ, સાર-વસ્તુ

સ્વરૂપ) અને અર્થ એટલે પદાર્થ. જે પદાર્થનો જે સાચો સ્વભાવ (ધર્મ) છે, તેનું જે શ્રદ્ધાન્ તેને સમકિત કહે છે. કારણ કે કેવળ અર્થ એટલે પદાર્થ શ્રદ્ધામાં સમકિત માને તો યથાર્થતા-સત્યતાનું વિશેષણ ન હોવાથી વિપરીત પદાર્થ માનવામાંયે સમકિત થઈ જાય. માટે જ યથાર્થ વસ્તુ સ્વરૂપ પદાર્થના નિશ્ચયને જ **સમકિત** કહ્યું છે તે જ બરાબર છે.

(૨૩) **પ્રશ્ન**—જગત્‌માં મુખ્ય તત્ત્વ કેટલા છે?

**ઉત્તર**—બે, જીવ અને અજીવ.

(૨૪) **પ્રશ્ન**—જીવ તથા અજીવના વિશેષ પ્રકારે કેટલા ભેદ છે?

**ઉત્તર**—એક અપેક્ષા એ છ ભેદ છે, જેને છ દ્રવ્યો કહે છે. તથા બીજી અપેક્ષાએ નવ ભેદ છે, તેને નવ તત્ત્વ કહે છે. એ બધા ભેદો જીવ-અજીવની અવસ્થા (પર્યાય) છે.

(૨૫) **પ્રશ્ન**—છ દ્રવ્યના નામ અને ગુણ કહો.

**ઉત્તર**—(૧) **ધર્માસ્તિકાયનો ચલન સહાયક ગુણ છે.** જેમ માછલીને ચાલવામાં પાણી સહાયક છે, પ્રેરણા નથી કરતું, તેમ જ જીવ અને પુદ્‌ગલને ગતિ કરવામાં ધર્માસ્તિ કાય સહાયક છે, પણ પ્રેરક નથી.

(૨) **અધર્માસ્તિકાયનો સ્થિર સહાયક ગુણ છે.** જેમ ગ્રીષ્મ ઋતુમાં થાકેલા મનુષ્યને શીતળ વૃક્ષની છાંયા બેસવામાં સહાયક છે, પ્રેરક નથી.

(૩) **આકાશાસ્તિકાયનો જગા-સ્થાન-અવકાશ**

હવાને ગુણ છે. જેમ દૂધમાં સાકરને, ભીંતમાં ખીલીને સ્થાન-જગા-મળે છે; તેમ આકાશ સર્વ પદાર્થોને રહેવાની જગા આપે છે. એક આકાશ પ્રદેશપર જીવ, પુદ્ગલના અનંત પ્રદેશ રાખવાની શકિત વિશેષ છે. એ ખાસ સ્વભાવ છે. જેમ નાનકડું જળચર પ્રાણી પાણીમાં જીવે છે, ત્યારે હાથી સિંહ વિગેરે બૂડી મરે છે અને મોટા મચ્છ પણ પાણીની બહાર મરી જાય છે. આ માત્ર સ્વભાવની વિશેષતા છે.

(૪) **કાલ દ્રવ્યનો વર્તવાનો ગુણ છે.** જેના નિમિત્તે નવા પદાર્થો જુના થાય છે અને જૂના પદાર્થો રૂપાન્તર પામી નવા થાય છે.

(૫) **જીવ દ્રવ્યનું લક્ષણ ચેતના** છે તેના ગુણ છેઃ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આત્મિક સુખ, અનંત આત્મ શકિત વગેરે.

(૬) **પુદ્ગલ દ્રવ્ય-પુદ્ એટલે મળવું, ગલ એટલે ગળવું-વિખરાવું. વાદળની જેમ એકઠા થવું અને વિખરાવાનો સ્વભાવ છે.**

પુદ્ગલના મુખ્ય ચાર ગુણ કહ્યા છેઃ ૧ વર્ણ, ૨ ગંધ ૩ રસ અને ૪ સ્પર્શ.

(૨૬) **પ્રશ્ન**—કેટલાક લોકો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ આદિને જુદા જુદા સ્વતંત્ર તત્વો માને છે. તે શું ઠીક ગણાય ?

**ઉત્તર**—નહિં. કારણ કે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ એ જુદા જુદા સ્વતંત્ર તત્વો નથી. એકનું બીજું

રૂપ બને છે. જેમકે માટી અને પાણીના યોગે વનસ્પતિ બને છે, તે અગ્નિ રૂપ થઇ જાય છે. વળી પાછી તે અગ્નિ રાખ થઇને માટી બની જાય છે. પાણી ઉકળવાથી વરાળ થઇને વાયુ રૂપ બને છે. બે વાયુ (હાઇડ્રોજન અને ઑકસીજન) મળવાથી પાણી થઇ જાય છે. એક પરમાણુ બીજા રૂપે બની જાય છે; પરંતુ કદિયે તેનું **અસ્તિત્વ** નાશ નથી પામતું. એ **જૈન સિદ્ધાન્ત** આજે સાયન્સથી સિદ્ધ થયેલ છે. અને એટલા માટે જ સાયન્સનું મૂળ સૂત્ર એ થયું કે, કોઇ પદાર્થનો સર્વથા નાશ નથી થતો, સદા નિત્ય રહે છે. અને એ-પર્યાયોની-અપેક્ષાએ બધા પદાર્થોને અનિત્ય પણ માની શકાય છે. અને મૂળ વસ્તુ (દ્રવ્ય) ની અપેક્ષાએ સર્વ વસ્તુ નિત્ય છે.

સારાંશ :—દ્રવ્યની અપેક્ષાએ પદાર્થો નિત્ય છે. પર્યાય (અવસ્થા-હાલત) ની અપેક્ષાએ પદાર્થો અનિત્ય છે.

(૨૭) **પ્રશ્ન**—જ્ઞાનથી શું લાભ થાય છે?

**ઉત્તર**—વસ્તુને બરાબર સમજવાથી રાગ, દ્વેષ, હર્ષ, શોક નથી થતાં. સદા સમ ભાવ રહે છે. તથા પુદ્ગલમાં શરીર, ધન, ભોગ, અન્ન, વસ્ત્ર, ઘરેણાં, મકાન, સ્તુતિ, નિંદા આદિ બધાનો સમાવેશ થઇ જાય છે. એને મળવા વિખરવાના સ્વભાવવાળા જાણનાર વિવેકી આત્મા તેમાં મોહ (આસક્તિ-મમત્વ) નથી કરતો. કારણ એ વસ્તુઓ નાશવાન્ છે એમ પ્રતીતે છે. ઉલટો તે મળેલ સાધનોનો સદુપયોગ કરી લેવા માટે ખૂબ દાન દે છે. લોભ કદિ નથી કરતા. શુદ્ધ શીળ પાળે

છે. કારણ કામ ભોગને તે એક ગટરખાનામાં બીજા ગટરખાનું મેળવવા જેવું નિંદનીય ને દુઃખ ભંડાર રૂપ માને છે. તપશ્ચર્યા ખૂબ કરે છે, કારણ શરીર અને ભોજનનો શુદ્ધ ભાવ રાખે છે. કારણ ત્હેને રાગ–દ્વેષ નથી થતા. એ રીતે છ દ્રવ્યનું યથાતથ્ય જ્ઞાન થવાથી વીતરાગ ભાવ પ્રકટી અનંત સુખની પ્રાપ્તિ થાય છે.

(૨૮) પ્રશ્ન—ધર્મ શબ્દના કેટલા અર્થ છે?

ઉત્તર—ધર્મ શબ્દના અભિપ્રાયથી અનેક અર્થ છે. વસ્તુનો સ્વભાવ તે ધર્મ ( **वत्थु सहावो धम्मो** ) એટલે કે વસ્તુનું શુદ્ધ સ્વરૂપ તે ધર્મ છે. જેમકે જીવનો ધર્મ તેના સ્વભાવિક ચાર ગુણ અનંત જ્ઞાનાદિ છે. એ ગુણોથીજ જીવ સદા જીવપણામાં કાયમ રહે છે.

બીજો અર્થ—ધર્મ એટલે દુઃખમાં પડતાં જીવને ધારી રાખે–બચાવી શકે તે ધર્મ, ( અહિંસા, સત્ય, દાન, તપ આદિ કે જેનાથી જીવ સુખ પામે છે. ) આ જીવના પરિણામ છે એટલે કે ચારિત્ર ગુણની પર્યાય (હાલત) છે.

ત્રીજો અર્થ– ધર્મ એટલે કર્તવ્ય–ફરજ–છે.

આ બધા અર્થમાં ધર્મને એક ગુણ માન્યો છે.

વળી જૈનશાસ્ત્રોમાં પારિભાષિક ધર્મ શબ્દ એક અજીવ અરૂપી તત્ત્વનું પણ કહ્યું છે. જે ચાલવામાં સહાયક છે. આ એક સંજ્ઞા વિશેષ છે.

બન્નેમાં 'ચાલવામાં સહાયક થવું' એટલી તો સાદૃશતા મળી શકે છે, કારણ અહિંસા આદિ ભાવધર્મથી જીવ ઉંચી ગતિમાં ચાલ્યો જાય છે

**(૨૯) પ્રશ્ન—અધર્મ શબ્દના કેટલા અર્થ છે?**

**ઉત્તર**—જુદી જુદી અપેક્ષાએ અધર્મ શબ્દનાયે અનેક અર્થ થઈ શકે છે.

(૧) વસ્તુનો મૂળ સ્વભાવ દૂષિત-વિકારી હોય તે અધર્મ. જેમ જીવના સ્વાભાવિક ચાર મૂળ ગુણો દૂષિત હોય ત્યારે (૧) અજ્ઞાન.

(૨) મિથ્યાત્વ ( કુદર્શન, મોહાંધતા )

(૩) ઇન્દ્રિયજન્ય સુખદુઃખ, રાગ દ્વેષ ( કુચારિત્ર )

(૪) કુપુરૂષાર્થ ( બાળ વીર્ય ) હિંસા, વિષય, કષાયમાં પ્રવૃત્તિ થવી, એ ચારેય કામને અધર્મ કહે છે. ધર્મથી સુખ શાંતિ, આનંદ રહે છે, ત્યારે અધર્મથી જન્મ, જરા, મરણ, રોગ, શોક, ભય, ચિંતા આદિ અનંત દુઃખ ભોગવવા પડે છે.

બીજો અર્થ—જે દુર્ગતિ-દુઃખ માં પડતાને બચાવી ન શકે તે અધર્મ. હિંસા, અસત્ય, ચોરી, વિષય સેવન, તૃષ્ણા, નિન્દા, ક્રોધ, માન, કપટ, લોભ, કલહ આદિ અઢાર પાપસ્થાનક અધર્મ છે.

ત્રીજો અર્થ—અકર્તવ્ય-જે કામ ન કરવા યોગ્ય હોય તેને કરવું તે અધર્મ.

ચોથો અર્થ—જૈન શાસ્ત્રમાં પારિભાષિક અધર્મ શબ્દ એક અરૂપી અજીવ તત્વનું પણ નામ છે, એ સંજ્ઞા વિશેષ છે. જે સ્થિર કરવામાં સહાય કરે.

બન્નેમાં 'સ્થિર રહેવામાં સહાયપણું' એ સાદૃશતા છે. કારણ કે. ભાવિ અધર્મ-હિંસાદિ કામોથી દુઃખપૂર્ણ સંસારમાં જ રહે છે. ઉચે નથી જઇ શકાતું.

આજે ઘણાં મનુષ્યો ધર્મ અધર્મનું ફળ ભવિષ્યમાં મળે છે તેમ સ્હમજી તે માટે બેપરવાહ રહે છે. તે ભૂલ છે કારણ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પહેલા અધ્યાયમાં કહ્યું છે કે " **अप्पादन्तो सुहोहोइ अस्सि लोए परत्थय** " વિષય કષાય ત્યાગ રૂપ આત્મદમનથી નિશ્ચયે આ લોક અને પરલોકમાં સુખી થવાય છે. અને પ્રત્યક્ષમાંજ દેખાય છે કે ધર્મથી ચિત્તમાં પ્રસન્નતા, નિર્ભયતા, સંતોષ, સુબુદ્ધિ, વીરતા, ઉત્સાહાદિ માનસિક સુખ અને આરોગ્ય, બલ, વીર્ય, સ્વાશ્રયાદિ શારીરિક સુખ મળે છે જ્યારે હિંસા, અસત્ય, ચોરી, મૈથુનાદિ અધર્મથી–ચિત્તની મલિનતા ભય, આતુરતા, પશ્ચાતાપ, દુર્બુદ્ધિ, કાયરતાદિ માનસિક દુઃખ અને રોગ, દુર્બલતા, અલ્પાયુ આદિ શારીરિક દુઃખ પ્રત્યક્ષમાં અનુભવાય છે માટે અધર્મ છોડી ધર્મનું પાલન કરવું જીવ માત્ર માટે હિતકર છે.

(૩૦) **પ્રશ્ન**—નવતત્ત્વ એ શું છે?

**ઉત્તર**—જીવ અને અજીવની હાલત–અવસ્થા–એટલે પર્યાય છે. જીવનો અજીવ (કર્મ) સાથે સંબંધ થવાથી પુન્ય, પાપ, આશ્રવ અને બંધ થાય છે. તથા સંબંધ છૂટવાથી સંવર, નિર્જરા અને મોક્ષ થાય છે. એ રીતે બધા મળીને નવતત્ત્વો થાય છે.

(૩૧) **પ્રશ્ન**—જીવની શુદ્ધ હાલત (સ્વભાવ પર્યાય) અને અશુદ્ધ હાલત (વિભાવ પર્યાય) કઈ?

**ઉત્તર**—પુન્ય, પાપ, આશ્રવ, અને બંધ એ જીવની અશુદ્ધ દશા (પર્યાયો) છે; અને સંવર, નિર્જરા તથા

મોક્ષ; એ જીવની શુદ્ધ દશા છે. અશુદ્ધ દશા સંસારનું કારણ છે, અને શુદ્ધ હાલત મોક્ષનું કારણ છે.

(૩૨) **પ્રશ્ન**—નવ તત્ત્વોનું સામાન્ય લક્ષણ શું ?

**ઉત્તર—જીવનું** લક્ષણ–શુદ્ધ અવસ્થામાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આત્મિક સુખ અને અનંત આત્મિક શક્તિ, અશુદ્ધ અવસ્થામાં અલ્પજ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન, અલ્પદર્શનશક્તિ અથવા મિથ્યાદર્શન, ઇંદ્રિયજન્ય સુખ–દુઃખ, રાગ–દ્વેષ, બળવીર્ય અથવા પુરૂષાર્થ.

(૨) **અજીવનું** લક્ષણ–જડ, અચેતન.

(૩) **પુન્ય**—બે પ્રકારે છે. ૧ ભાવપુન્ય–શુભ પરિણામ (વિચાર) અને ૨ દ્રવ્યપુન્ય–શુભ કાર્ય, શુભ કર્મદળ અને શાતાના સંયોગો.

(૪) **પાપ** બે પ્રકારે છે. ૧ પાપભાવ–અશુભ પરિણામ, ૨ દ્રવ્યપાપ–અશુભ કામ, અશુભ કર્મદળ અને અનિષ્ટ સંયોગો.

(૫) **આશ્રવ** બે પ્રકારે છે. ૧ ભાવાશ્રવ–શુભાશુભ પરિણામો. ૨ દ્રવ્યાશ્રવ–શુભાશુભ કામો ( મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, યોગ ) અને શુભાશુભ કર્મદળનું એકત્ર થવું.

(૬) **સંવર**—બે પ્રકારે છે. ૧ ભાવસંવર–શુદ્ધોપયોગ, રાગ–દ્વેષ–મોહ ( મિથ્યાત્વ મોહનીય ) રહિત પરિણામ. ૨ દ્રવ્ય સંવર–મન, વચન, કાયા તથા પાંચ ઇંદ્રિયો પર કાબુ, અહિંસાદિ પાંચ વ્રતો, પાંચ સુમતિ આદિ.

(૭) **નિર્જરા**—બે પ્રકારે છે. ૧ ભાવનિર્જરા–શુદ્ધોપયોગ ( રાગ–દ્વેષ–મોહ રહિત પરિણામ ), ધર્મ–ધ્યાન–

શુકલધ્યાન. ૨ દ્રવ્યનિર્જરા—અનશન (ઉપવાસાદિ) ઉણોદરી આદિ ૧૨ પ્રકારના તપરૂપી નિર્જરાના કામ અને દેશથકી (અંશ) કર્મદળનું આત્માથી દૂર થવું.

(૮) **બંધ** બે પ્રકારે છે. ૧ ભાવબંધ—રાગ—દ્વેષ—મોહના પરિણામ. ૨ દ્રવ્યબંધ—મન, વચન કાયાની પ્રવૃત્તિ તથા કર્મદળનું જીવના પ્રદેશો સાથે એકમેક થવું.

(૯) **મોક્ષ** પણ બે પ્રકારે છે. ૧ ભાવમોક્ષ—પરમ વિશુદ્ધ વીતરાગ પરિણામ, અકષાયી, અજોગી, અલેશી અવસ્થા (દશા) દ્રવ્યમોક્ષ—સ્થૂલ (ઉદારિક) શરીર, સૂક્ષ્મ (તેજસ—કાર્મણ) શરીર અને આઠેય કર્મોનો સર્વથા ક્ષય થવો.

(૩૩) **પ્રશ્ન**—વ્યવહાર સમકિતના ગુણથી શો ફાયદો થાય છે?

**ઉત્તર**—વ્યવહાર સમકિતનું સાધન છે. વ્યવહાર સમકિતના ગુણો તત્વજ્ઞાન, વાંચન, મનન અને સમ સંવેગાદિ ગુણોવડે ઉત્કૃષ્ટ ભાવના અને પુરૂષાર્થથી નિશ્ચય સમકિત પ્રકટ ન થાય તો પણ વ્યવહાર સમકિતથી સુગતિ અને આત્માની નિર્મળતા તો અવશ્ય થાય છે. મિથ્યાત્વમાં બુડીને અનંત દુઃખી થવાના ઠેકાણાથી અને ભયંકર દુઃખોથી બચવા માટે પણ વ્યવહાર સમકિતનું સેવન પરમ હિતકારી છે.

(૩૪) **પ્રશ્ન**—નિશ્ચય સમકિતની ઓળખાણ કેમ થાય?

**ઉત્તર**—**સ્વાનુભુતિ** એટલે શુદ્ધ આત્મ સ્વરૂપના અનુભવથી નિશ્ચય સમકિત જણાય છે. જે અતીંદ્રિય

(ઇંદ્રિય સુખરહિત) આત્મિક, અવિકારી, નિર્વિકલ્પ સુખનો અનુભવ છે, તે જ નિશ્ચય સમકિતનું લક્ષણ છે.

(૩૫) **પ્રશ્ન**—પ્રકૃતિની અપેક્ષાએ સમકિતના કેટલા ભેદ છે?

**ઉત્તર**—ચાર. ૧ ક્ષાયિક, ૨ ઉપશમ, ૩ ક્ષયોપશમ અને ૪ વેદક સમકિતઃ સાત પ્રકૃતિ (અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ અને સમકિત મોહનીય, મિથ્યાત્વ મોહનીય, મિશ્રમોહનીય )નો ક્ષય-( બળ્યા બીજ માફક, જેમાંથી અંકુર ઉગી ન શકે તેમ )-નાશ કરવો તેને **ક્ષાયક સમકિત** કહે છે. ( આ સાત પ્રકૃતિ જ અનંત સંસારમાં ભ્રમણ કરાવનારી છે. તેના નાશ થવાથી ભવ-ભ્રમણ મટી જાય છે. ) એ સાત પ્રકૃતિને ઉપશમાવે (ઢાંકે -ઠંડી પાડે પણ સત્તામાં હોય ) તેને **ઉપશમ સમકિત** કહે છે. જેમ ભારેલો અગ્નિ, સાત પ્રકૃતિઓમાંથી કેટલીક પ્રકૃતિનો ક્ષય કરે અને કેટલીકને ઉપશમાવે ( ઢાંકે-સત્તામાં તો હોય ) તેને **ક્ષયોપશમ સમકિત** કહે છે. કેટલીક પ્રકૃતિઓનો ક્ષય કરે અને કેટલીકનો ઉદય થાય ( વેદે ) તેને **વેદક સમકિત** કહે છે.

(૩૬) **પ્રશ્ન**—વિશેષ પ્રકારે સમકિતના કેટલા ભેદ છે?

**ઉત્તર**—નવ ભેદ છે. ૧ ક્ષાયક, અને ૨ ઉપશમ. સમકિતનો એકેક ભેદ ઉપર મુજબ છે. ક્ષયોપશમ સમ-કિતના ત્રણ ભેદ છે.

(૧) અનંતાનુબંધી ચાર કષાયનો ક્ષય કરે અને દર્શન મોહનીય ત્રણ પ્રકૃતિ ઉપશમાવે.

(૨) અનંતાનુબંધીની ચાર અને મિથ્યાત્વ મોહનીય એ પાંચ પ્રકૃતિનો ક્ષય કરે અને બે પ્રકૃતિને ઉપશમાવે.

(૩) છ પ્રકૃતિનો ક્ષય કરે અને સમકિત મોહનીય ઉપશમાવે.

વેદક સમકિતમાં માત્ર સમકિત મોહનીયને વેદે અને છ યે પ્રકૃતિનો ક્ષય કરે, ઉપશમ કરે અથવા ક્ષયોપશમ કરે, તેના ચાર ભેદ છે—

(૧) સમકિત મોહનીય વેદે અને છ પ્રકૃતિ ક્ષપાવે તે **ક્ષાયક વેદક.**

(૨) સમકિત મોહનીય વેદે અને છ પ્રકૃતિ ઉપશમાવે તે **ઉપશમ વેદક.**

(૩) સમકિત મોહનીય વેદે અને ચાર અનુંતાનુબંધીનો ક્ષય કરે તથા મિથ્યાત્વ અને મિશ્ર મોહનીયને ઉપશમાવે તે પહેલી **ક્ષયોપશમ વેદક.**

(૪) સમકિત મોહનીય વેદે અને પાંચ પ્રકૃતિ ચાર અનુંતાનુબંધી અને મિથ્યાત્વ મોહનીય) નો ક્ષય કરે તથા મિશ્ર મોહનીયને ઉપશમાવે તે બીજી **ક્ષયોપશમ વેદક.**

(૩૭) **પ્રશ્ન**—ચારેય પ્રકારના સમકિતમાં યથાર્થ તત્ત્વ, શ્રદ્ધા અને આત્મિક સુખમાં ન્યૂનાધિકતા હોય છે કે સમાનતા ?

**ઉત્તર**—ચારેય સમકિતમાં સ્થિતિની અપેક્ષાયે ભેદ છે, પરંતુ નિશ્ચય અને અનુભવની અપેક્ષાયે કંઇ ભેદ નથી. સ્થિતિબંધ કૃત ભેદો હોવાથી સમકિતોની સ્થિતિ

ભિન્ન ભિન્ન છે. અનુભાગ–રસોદયકૃત ભેદ કંઈ પણ નથી. બધા ભેદોમાં આત્માના નિજ સ્વરૂપને અનુભવ સુખનો દેનાર એક જ **સમ્યકત્વ ગુણ** છે. જેમ નિર્મળ પાણીમાં અને કાદવ નીતરેલા પાણીમાં પડેલું રત્ન બરાબર પ્રકાશે છે અને કીચડના નીતરેલા પાણીમાં રહેલું રત્ન સંયોગ-વશ કોઈ વાર પ્રકાશતા અટકે પણ છે, એવી જ રીતે ક્ષાયિક સમકિત શુદ્ધ જળવત્ **સાદિઅનંત**–સદાને માટે કાયમ રહે છે.

(૩૮) **પ્રશ્ન**—ચાર પ્રકારના બંધમાં ફળ દેનાર બંધ કયો છે?

**ઉત્તર**—પ્રકૃતિ, સ્થિતિ અને પ્રદેશ બંધ ફળ દેવામાં કે કોઇ ગુણનો ઘાત કરવામાં સમર્થ નથી. માત્ર અનુ-ભાગ બંધ, રસ બંધ જે કષાયથી જ ઉત્પન્ન થાય છે તે ફળ દેવા સમર્થ છે.

(૩૯) **પ્રશ્ન**—સમકિત પ્રકટ થવામાં અંતરંગ કારણ કર્મ પ્રકૃતિની અપેક્ષાયે સાત પ્રકૃતિનો અભાવ છે. તો સાત પ્રકૃતિ જીવને શું અસર કરે છે?

**ઉત્તર**—અનંતાનુબંધી–અનંત ( ઘણા ) અનુબંધ (રસની તીવ્રતા ) વાળા ક્રોધ, માન, માયા, લોભ; જે અનંત કર્મ વર્ગણાનો બંધ કરે છે, અનંત સંસારનું કારણ છે, અનંત જ્ઞાન–સુખ આદિ આત્મિક ગુણોનો ઘાત કરે છે તેને અનંતાનુબંધી કહે છે. પર વસ્તુઓને પોતાની માનીને તેમાં રાચવું, સ્વસ્વરૂપને ભૂલવું ઇ. તેની અસર છે. જેમ ઘણા નશા ( કેફ )થી શાણો માણસ પણ સાર

વસ્તુને ફેંકી અસાર ગ્રહણ કરે છે, પીતજ્વરમાં સ્વાદિષ્ટ ભોજન પણ કડવું લાગે છે, કમળાના રોગવાળો સફેદ મોતીની માળાનેય પીળી જુએ છે; એવી જ રીતે અનંતાનુબંધીના ઉદયથી આત્મિક સુખને સ્થાને ઇન્દ્રિયજન્ય સુખોમાં મમત્વ થાય છે. એટલે જ આ જીવ અનાદિથી સંસાર ભ્રમણ કરે છે. અનંતાનુબંધી કષાય ચોકડીથી જ અનંત સુખદાયી સ્વરૂપાચરણ ચારિત્રનો ઘાત (નાશ) થાય છે, મિથ્યાત્વ મોહનીયને લીધે પરવસ્તુમાં મમત્વ થાય છે અને વિપરીત બુદ્ધિ થઇને શરીર, ભોગાદિને પોતાના માને છે.

મિશ્ર મોહનીય—કંઇક સત્ય, કંઇક અસત્ય; એમ બન્નેમાં મમત્વ (મૂર્છા) પેદા કરાવે છે.

સમકિત મોહનીય—શુદ્ધ સત્ય (આત્મા) નિશ્ચયમાં અસ્થિરતા (શંકા, કાંક્ષાદિ દોષ ઉપજાવે છે.)

(૪૦) **પ્રશ્ન**—સમકિત ઉપજવામાં ચારિત્ર મોહની અનંતાનુબંધી કષાય પ્રકૃતિનો અભાવ થવાથી કયું ચારિત્ર પ્રકટે છે?

**ઉત્તર**—ચારિત્ર એટલે રમણ કરવું, વિચરવું, અનુભવ કરવો; એવો અર્થ થાય છે. અનાદિ કાળથી આત્મા પરદ્રવ્ય (વિષય-કષાય) માં રમણ કરતો તે હવે દેશ (અંશ) થી નિજ (શુદ્ધાત્મ) સ્વરૂપમાં રમણ કરતો થાય. આ સ્થિતિ ચોથા ગુણસ્થાનથી જ શરૂ થાય છે. એટલે જ ત્રણેય લોકના વિષય ભોગના સુખથી સમ દૃષ્ટિનું આત્મ રમણતાનું સુખ અનંતગણું બતાવ્યું છે.

(૪૧) **પ્રશ્ન**—દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિના અભાવે શું ફળ થાય ?

**ઉત્તર**—વિપરીત (ઉંધો) નિશ્ચય, મિશ્ર નિશ્ચય અને સત્યમાં મલિનતાવાળો નિશ્ચય; એ ત્રણેયનો નાશ થઈ યથાર્થ શુદ્ધ સ્વરૂપનો નિશ્ચય થાય છે.

(૪૨) **પ્રશ્ન**—સમકિતી જીવ અનુકૂળ-પ્રતિકૂળ સંયોગોમાં અભય, અડગ, સમભાવી કેવી રીતે રહી શકે ?

**ઉત્તર**—સમકિતી આત્મા એટલો પ્રબળ, અને નિર્ભય થઈ જાય છે કે, ત્હેને કોઇ પ્રકારની બીક નથી હોતી. તે ઈષ્ટ-અનિષ્ટ સંયોગોને જડ-પુદ્ગલની દશા (પર્યાય) સમજીને સ્વસ્વરૂપથી ડગતો નથી. તે વિચારે છે કે, હું આ જડ પદાર્થોથી જુદો છું, એકલો અનંત જ્ઞાન દર્શનાદિ ગુણ સ્વરૂપ છું, વિકાર રહિત છું, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છું. આ બધા વિકારો પૌદ્ગલિક છે. શરીર, ઇંદ્રિય ભોગ, પરિવાર, ધન, યશ, નિંદા, સુખ-દુ:ખના નિમિત્તો એ સર્વ અનિત્ય (નાશવાન્) છે. મારા ગુણોને એ વધારી કે ઘટાડી શકતા નથી. હું પોતે જ કાયર બનીને હર્ષ, શોક, રાગ, દ્વેષ કરીને આત્માના જ્ઞાન સુખાદિ ગુણોને મલીન દૂષિત-વિકારી કરૂં છું. પ્રથમ અજ્ઞાનપણાથી હું જ મ્હારા આત્માને દુ:ખી કરતો. હવે મેં સાચું સ્વરૂપ સમજી લીધું છે, તેથી સમભાવમાં જ રહીશ. મરણ સુધીયે શરીરનો નાશ છે. ચેતનરાજ તો સદા **ચૈતન્ય** રૂપે જ રહેવાનો; એમ વિચારીને સદા **અભય** રહે.

(૪૩) **પ્રશ્ન**—રોગ તથા મરણ ભય ઉપજે ત્યારે સમદૃષ્ટિ શું વિચારે ?

**ઉત્તર**—આ શરીર જડ છે, અચેતન છે, હાડ-માંસ-લોહી મલ-મૂત્ર-કીડા અને નશા જાળથી ભરેલું છે; રોગ શરીરનો નાશ કરી શકે છે. શરીર જીવથી છુટું થાય તેને મરણ કહે છે, રોગ અને મરણ ચૈતન્યનું કંઇ નથી લઈ શકતા. મારા આત્માનો ચારિત્ર ગુણ આત્મ સ્વરૂપમાં રમણ કરવાનો છે. તે ભૂલીને શરીર મમત્વ, ભોગ-આનંદ આદિથી વેદના ભોગવી રહ્યો છું. પણ જો હું આ ( દુઃખ-વેદના ) વખતે જ્ઞાન, વૈરાગ્ય અને આત્મ ભાવનાથો સમ ભાવે દુઃખ સહીશ તો સદાને માટે આવી શારીરિક વેદનાઓ અને મરણ દુઃખ છુટી જશે. જેમ લેણદાર આવ્યો, ખુશીથી દેવું ( કરજ ) દઈ દીધું, નવો ઝઘડો કે કરજ ન કર્યું તો સદાનો છુટકારો થયો. એવી જ રીતે આ બધું દુઃખ મ્હારા જ અજ્ઞાન અને વિષય સેવનનું ફળ છે. હવે નવા બીજ નહિ વાવું તો ફળ ક્યાંથી લાગશે ?

**દોહા**—સુખદુઃખ જાણે જીવ સહુ, સુખદુઃખ રૂપ ન જીવ;
સુખદુઃખ પુદ્ગલ પિંડ છે, જડતા રૂપ સદીવ.
રોગ પીડે છે દેહને, નહિં જીવને ખાસ;
ઘર બળે અગ્નિ વડે, નહિં ઘરનું આકાશ.

ઈત્યાદિક સદ્વિચારોથો આત્મિક અમૃતસુખનું પાન કરે.

(૪૪) **પ્રશ્ન**—બધા સુખદુઃખમાં સમતા ધારી શકાય એવી શક્તિ ક્યારે આવે છે ?

**ઉત્તર**—જીવ, અજીવાદિ નવ તત્ત્વોનું દ્રવ્ય, ગુણ, પર્યાયથી જ્ઞાન કરીને પર વસ્તુથી હું સદા ભિન્ન છું, એમ વારંવાર અંતર ઉપયોગપૂર્વક ભાવના કરવાથી **ભેદજ્ઞાન-સમકિત** થાય છે. એથી સદા પરમ સમતા રસનું જ પાન થાય છે અને રાગ, દ્વેષ, મોહ ફરકી ન શકે.

(૪૫) **પ્રશ્ન**—દ્રવ્ય, ગુણ, પર્યાયનું જ્ઞાન કરવાની શિક્ષા શેમાં આપી છે?

**ઉત્તર**—શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના મોક્ષ માર્ગનામે અધ્યયનમાં પ્રથમ જ્ઞાન શાનું કરવું? એમ બતાવતા પાંચમી ગાથામાં કહ્યું છે કે, આ પાંચ પ્રકારના જ્ઞાન (મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ જ્ઞાન) દ્રવ્ય, ગુણ અને પર્યાયને જાણવાના જ છે. એ જ્ઞાનને બધા તીર્થંકરોએ જ્ઞાન કહ્યું છે. જ્યાં આવું જ્ઞાન નથી ત્યાં સમ્યક્ જ્ઞાન ન હોઈ શકે, કારણ કે જે વસ્તુને બરાબર ન સમજે તે સત્ય સ્વરૂપને કઈ રીતે જાણી શકે? શ્રી અનુ-યોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે, આચાર્ય મહારાજ પોતાના શિષ્યોને બધા શાસ્ત્રોનું જ્ઞાન દ્રવ્ય, ગુણ, પર્યાય સહિત આપે. ચાર અનુયોગમાં દ્રવ્યાનુયોગના અંતર ઉપયોગ સહિત જ્ઞાનને નિશ્ચય જ્ઞાન કહ્યું છે, અને ધર્મ કથાનુયોગ, ચરણ કરણાનુયોગ અને ગણિતાનુયોગ; એ ત્રણેય અનુ-યોગોને વ્યવહાર જ્ઞાન કહ્યું છે.

(૪૬) **પ્રશ્ન**—દ્રવ્ય કોને કહે છે?

**ઉત્તર**—(૧) ગુણોના સમુહને દ્રવ્ય કહે છે. (૨) જે ગુણ પર્યાયયુક્ત હોય તે દ્રવ્ય, (૩) જે ગુણોનું ભાજન

( પાત્ર-ગુણી ) હોય તે દ્રવ્ય, (૪) ઉત્પાદ ( ઉત્પન્ન થવું ) વ્યય ( પર્યાય પક્ષે નાશ થવો ) અને ધ્રુવ ( દ્રવ્ય રૂપે કાયમ રહેવું ); એ ત્રણ ગુણો ધરે તે દ્રવ્ય. જેમકે જીવ દ્રવ્ય, અજીવ દ્રવ્ય આદિ.

(૪૭) **પ્રશ્ન**—ગુણ-કોને કહે છે ?

**ઉત્તર**—(૧) જે હંમેશા દ્રવ્યના પૂર્ણ ભાગમાં અને બધી હાલતમાં રહે તે ગુણ.

(૨) જે દ્રવ્યને ઓળખાવે તેને ગુણ કહે છે. જેમ કે-જીવનો ગુણ જ્ઞાન, પુદ્ગલનો ગુણ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ઇત્યાદિ.

(૪૮) **પ્રશ્ન**—પર્યાય કોને કહેવી ?

**ઉત્તર**—હાલત અથવા અવસ્થાને પર્યાય કહે છે. જે રૂપાંતર પામે-પલટતી રહે તે પર્યાય.

(૪૯) **પ્રશ્ન**—પર્યાયના પ્રકાર કેટલા ?

**ઉત્તર**—બે. ૧ શુદ્ધ પર્યાય અને ૨ અશુદ્ધ પર્યાય.

(૫૦) **પ્રશ્ન**—શુદ્ધ પર્યાય કોને કહે છે ?

**ઉત્તર**—(૧) જે બીજા દ્રવ્યના નિમિત્તે ન થાય તે શુદ્ધ પર્યાય ( હાલત ) છે.

(૨) જે વિકાર રહિત હોય તે શુદ્ધ પર્યાય છે.

(૩) જે સર્વકાળમાં એક સરખું પરિણમન કરે, શુદ્ધતાનો કદિ નાશ ન થાય તે શુદ્ધ પર્યાય છે. જેમકે જીવની શુદ્ધ પર્યાય સિદ્ધ સ્વરૂપ અને કેવળ જ્ઞાન-દર્શન આદિ.

(૫૧) **પ્રશ્ન**—અશુદ્ધ પર્યાય કોને કહેવી ?

**ઉત્તર**—(૧) જે બીજા દ્રવ્યના નિમિત્તે થાય તે અશુદ્ધ પર્યાય.

(૨) જે વિકાર સહિત હોય તે અશુદ્ધ પર્યાય.

(૩) જે સર્વકાળમાં એક સરખી ન રહે અને વિનાશિક હોય તે અશુદ્ધ પર્યાય છે. જેમકે-જીવની અશુદ્ધ પર્યાય મનુષ્ય, તિર્યંચ, મતિ જ્ઞાન આદિ.

(૫૨) **પ્રશ્ન**—શુદ્ધ પર્યાયમાં જીવની કેવી હાલત (દશા) હોય છે?

**ઉત્તર**—શુદ્ધ પર્યાયમાં જીવના ચારેય ભાવ પ્રાણ શુદ્ધ હોય છે.

(૫૩) **પ્રશ્ન**—પ્રાણ કેટલા પ્રકારના છે?

**ઉત્તર**—બે પ્રકારના. વ્યવહાર પ્રાણ અને નિશ્ચય પ્રાણ. (૧) વ્યવહાર પ્રાણના દશ ભેદ છે. પાંચ ઇંદ્રિય. મન, વચન, કાયા, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય; એ દશ વ્યવહાર પ્રાણો કર્મનિમિત્તે જીવને પેદા થાય છે. નિશ્ચય પ્રાણના ચાર ભેદ છે. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત શક્તિ; એ ચાર નિશ્ચય પ્રાણો સદા કાયમ રહે છે. એથી જ જીવ નિશ્ચયનયે ત્રણ કાળમાં કાયમ-જીવિત રહે છે. સંસારી જીવોના આ નિશ્ચય પ્રાણો રાગદ્વેષ, મોહાદિથી મલિન (દૂષિત) થઈ રહ્યા છે, પરંતુ તેનો સર્વદા નાશ કદિયે નથી થતો. વ્યવહાર પ્રાણના નાશને વ્યવહારમાં મૃત્યુ કહે છે. સમદષ્ટિ આત્મા મૃત્યુ અને ઉપસર્ગ આવ્યે પોતાને નિશ્ચય પ્રાણથી અજર-અમર-અવિનાશી માનીને અભય (પરમાનંદી) રહે છે.

બીજાના વ્યવહાર પ્રાણોને પીડા કરવાથી તે જીવ દુઃખ માને છે એને જ હિંસાનું પાપ કહે છે. તેના ફળ રૂપે પોતાને દુઃખ ભોગવવું પડે છે. વ્યવહાર પ્રાણ શરીર, મન વગેરેને કષ્ટ દેવાથી સ્વ તથા પરને રાગ, દ્વેષ, કલેશ, ક્રોધ, શોકાદિ થાય છે, તે સ્વ પરની નિશ્ચય હિંસા છે. એટલા જ માટે કોઇને દુઃખ ન દેવું જોઇએ.

(૫૪) **પ્રશ્ન**—દુઃખ કેવી રીતે પેદા થાય છે ?

**ઉત્તર**—ભયથી દુઃખ પેદા થાય છે.

(૫૫) **પ્રશ્ન**—ભય કેવી રીતે થાય છે ?

**ઉત્તર**—પ્રમાદથી.

(૫૬) **પ્રશ્ન**—પ્રમાદ કોને કહે છે ?

**ઉત્તર**—**प्र**=વિશેષ પ્રકાર+**माद**=મૂઢ થવું, મૂર્છિત થવું=આત્મ સ્વરૂપને ભૂલી જઇને ઇંદ્રિય સુખ અને બાહ્ય જડ પદાર્થોમાં મમત્વ કરવું, સુખદુઃખ માનવું; તેનું નામ **પ્રમાદ** છે.

(૫૭) **પ્રશ્ન**—પ્રમાદ કેટલા પ્રકારના છે ?

**ઉત્તર**—પાંચ પ્રકારના (૧) મદ (ગર્વ) (૨) વિષય (ઇંદ્રિય ભોગ) (૩) કષાય (ક્રોધ, માન, માયા, લોભ) (૪) નિદ્રા અને (૫) વિકથા (સ્વ-પરહિત સિવાયની વાતો).

**પ્રશ્ન**—પ્રમાદને કોણ ઉપજાવે છે ?

**ઉત્તર**—અજ્ઞાન ( વિપરીત જાણવું ) અને મિથ્યાત્વ ( વિપરીત માન્યતા )

(૫૯) **પ્રશ્ન**—દુઃખોનો નાશ કરવાનો ઉપાય શો ?

**ઉત્તર**—સમ્યકજ્ઞાન અને સાચી સમજણ (સમકિત)

પૂર્વક પ્રમાદ છોડવો જોઇએ. પ્રમાદ છોડવાથી ભયનો નાશ થશે અને ભય નાશ થવાથી સકળ દુઃખોનો નાશ થઈ અક્ષય સુખ ( સદા અભય ) પ્રાપ્ત થશે.

(૬૦) **પ્રશ્ન**—સમદષ્ટિ જીવ સંસારના કામ કેવી રીતે કરે છે ?

**ઉત્તર**—જેમ કોઇ ચોરને કોટવાળે કાળુ મોઢું કરીને ગધેડાપર બેસાડયો. એ કામ ચોરે હર્ષથી નહિ પણ પરવશપણે કરવું પડે છે, તેવી જ રીતે સમદષ્ટિ જીવ કર્મ રૂપ કોટવાળની પરતંત્રતાથી સંસારના કામો ઉદાસીન ( રાગદ્વેષ રહિત ) ભાવે કરે છે. જેમ ધાવમાતા પુત્રને દૂધ પાય, રમાડે, લાડ લડાવે; પરંતુ મનમાં તે બાળકને પોતાનો પુત્ર માનવા જેટલું મમત્વ કરતી નથી. પોતાને પુત્રથી ભિન્ન ભાડુતી માતા સમજે છે તેમ સમદષ્ટિ આત્મા સંસારમાં આસક્તિ મૂકીને વિરક્ત રહે.

કોઈ વિકટ પ્રસંગે તપાવેલા લોઢાના પતરાવાળી ભૂમિ ઉપર માણસને ઉઘાડે પગે દોડવું પડે તો તે તેમાં આનંદ ન માને, વિશ્રામ લેવાનો વિચારેય ન કરે; એવી જ રીતે સમદષ્ટિ આત્મા વિષય કષાયરૂપી વિભાવ અગ્નિથી તપ્ત સંસાર પ્રવૃત્તિ કરતી વખતે આનંદ ન માને. ત્યાં વિશ્રામ ન લેતાં જલ્દી ઓળંગીને ઉપસ્થાન ( સંયમ )-માં વિશ્રામ લે છે.

(૬૧) **પ્રશ્ન**—સમદષ્ટિ આત્માને સંસારના કાર્યો કરતાં છતાં પણ કર્મ બંધન થોડું અને લુખું કેમ થતું હશે ?

**ઉત્તર**—(૧) સમદષ્ટિ દરેક કાર્ય કરવામાં હિતાહિત,

લાભાલાભ, ન્યાયાન્યાય, સત્યાસત્યનો સંપૂર્ણ વિચાર રાખે છે અને અહિત, અલાભ, અન્યાય અને અસત્યને છોડે છે.

(૨) સાંસારિક કામોમાં શરીર, ધન, ભોગ અને બધા પદાર્થોમાં માલિકી (મારાપણું) નથી રાખતો, પરંતુ જીવની અશુદ્ધ દશાથી રોગની ચેષ્ટા તુલ્ય પ્રવૃત્તિ કરૂં છું એમ માને છે.

(૩) અંતરરૂચિ–અભિલાષાપૂર્વક ભોગ નથી ભોગવતો.

(૪) પ્રત્યેક કાર્યમાં વિરક્ત (અનાસક્ત) ભાવ રાખે છે. હરેક કાર્ય કરતી વેળા વિચારે છે કે—હે ચેતન! આ હિંસા, વિષય, કષાય ત્હને ભયંકર દુઃખ દેશે. માટે એને છોડ. ન છુટે તો ઘટાડ. ત્હારો સ્વભાવ (ધર્મ) તો હિંસા, વિષય, કષાયને સર્વથા છોડીને જ્ઞાન, દર્શન, ચારિત્રમાં લીન થવાનો છે.

સમદૃષ્ટિ જીવ સંસારના કામ ઉદાસીન (રાગ દ્વેષ રહિત) ભાવે કરે છે. જેથી કર્મોનું બંધન બહુ મંદ થાય છે. કારણ રાગદ્વેષને નિમિત્તે જ રસબંધ (અનુભાગબંધ) થાય છે.

(૬) સમજુ શંકે પાપથી, અણુસમજુ હરખાય;
એક લુખાં એક ચીકણા, ઈણવિધ કર્મ બંધાય.

સંસારી પ્રવૃત્તિ કરતી વખતે સમદૃષ્ટિ જીવ ઘણું દુઃખ માને, ભય પામે, ત્હેને ઘટાડવા પ્રયત્ન કરે જેથી લુખા–રૂક્ષ કર્મ બંધાય છે અને સંસારી કર્મોમાં હર્ષ શોક કરવાથી ચીકણા કર્મ બંધાય છે.

સત્પુરૂષાર્થ, સત્ય, અહિંસા, પ્રમાણિકતા, સમભાવ,

ગુણાનુરાગ, ઉદાસીનતા, ક્ષમા, નિરભિમાનતા, નિષ્કપટતા અને નિર્લોભતા; આ ગુણોનું પાલન કરીને વ્યાપાર કાર્ય, ઘર કામ અને શરીર રક્ષા કરે છે, તેથી સમદૃષ્ટિ જીવોને કર્મ બંધન લુખું અને થોડું થાય છે.

**શિક્ષા**—આજે સમદૃષ્ટિ, શ્રાવક અને સાધુ નામ ધરાવવા છતાં ઉપરના ગુણોની પ્રાપ્તિ અલ્પ છે. એવું જાણીને જો આ લોક પરલોકના દુઃખોથી છુટવું હોય તો ઉપર કહેલા ગુણો પ્રકટ કરવા જોઈએ. સદ્‌ગુણોથી આ લોકમાં જ શાંતિ, તૃપ્તિ, નિર્ભયતા, ગુપ્ત આનંદ, સ્વપર ઉન્નતિ, પ્રેમ વૃદ્ધિ અનુભવાય છે. તો પરલોકમાં પરમ સુખ થાય તેમાં શી શંકા. "**कडेमाणेकडे**" કરવા માંડે કે કર્યું કહેવું, કારણ અને કાર્યમાં અભેદ છે. જેટલે અંશે કારણ પ્રબલ તેટલે અંશે કાર્યની સિદ્ધિ થાય છે. માટે ઉત્તમ કારણો સેવતાં જ તત્કાળ ઉત્તમ ફળ મળવું શરૂ થાય છે.

(૬૨) **પ્રશ્ન**—જીવના ચેતના ગુણના ભેદ કેટલા છે?

**ઉત્તર**—બે ભેદ છે. જ્ઞાનચેતના અને અજ્ઞાનચેતના.

(૬૩) **પ્રશ્ન**—જ્ઞાનચેતના એટલે શું?

**ઉત્તર**—રાગ-દ્વેષ-મોહ રહિત શુદ્ધ આત્મજ્ઞાન (આત્માનુભવ) તે અચેતના.

(૬૪) **પ્રશ્ન**--જ્ઞાન ચેતના કયારે પ્રકટે છે?

**ઉત્તર**--જ્ઞાનાવર્ણિય, દર્શનાવર્ણિય, મોહનીય અને અંતરાય; એ ચાર ઘાતી કર્મોનો સર્વથા નાશ થવાથી કેવળજ્ઞાન પ્રકટે છે. તેને પ્રતિપૂર્ણ જ્ઞાન ચેતના કહે છે.

(૬૫) **પ્રશ્ન**--જ્ઞાન ચેતનાની શરૂઆત કયારથી થાય છે?

ઉત્તર—અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ અને ત્રણ દર્શન ( મિથ્યાત્વ, મિશ્ર, સમકિત ) મોહનીય; એ સાતેય પ્રકૃતિ છોડવાથી સમકિત ગુણ ( આત્મબોધ ) પ્રકટે છે. ત્યારથી બીજના ચંદ્રમાની જેમ જ્ઞાનચેતના શરૂ થાય છે. ત્યાંથી કંઇક અંશે અતીન્દ્રિય આત્મિક સુખનો અનુભવ પ્રકટ થાય છે.

(૬૬) **પ્રશ્ન**—જ્ઞાન ચેતના પ્રકટાવવાનો ઉપાય શું ?

ઉત્તર—અજ્ઞાન, રાગ, દ્વેષ, મોહાદિ ઘટાડીને આત્મ-સિંચન કરવું.

(૬૭) **પ્રશ્ન**—અજ્ઞાન ચેતના કોને કહે છે ?

ઉત્તર—જે યથાર્થ આત્મ સ્વરૂપ ન સમજે; શરીર, ઇંદ્રિયો અને ભોગાદિમાં મમત્વ રાખીને સુખઃદુખ અને રાગદ્વેષના ભાવ ધરે તે અજ્ઞાન ચેતના.

(૬૮) **પ્રશ્ન**—અજ્ઞાન ચેતનાના કેટલા ભેદ છે ?

ઉત્તર—બે. કર્મ ચેતના અને કર્મફળ ચેતના.

(૬૯) **પ્રશ્ન**—કર્મ ચેતના કોને કહેવી ?

ઉત્તર—મોહના ઉદયે અને વીર્યાન્તરાયના ક્ષયોપશમથી રાગ, દ્વેષ, મોહાદિમાં પ્રવૃત્તિ થવી તે કર્મચેતના. તેને કર્મબંધનાં પરિણામ કહે છે. આ ભાવ કર્મ છે, એથી જ અનન્ત કર્મદલ (દ્રવ્ય કર્મ) આત્માને ચોંટે–લાગે છે.

(૭૦) **પ્રશ્ન**—રાગ, દ્વેષ અને મોહના કેટલા ભેદ છે ?

ઉત્તર—આત્માનું સુખ (ચારિત્ર) ગુણની ઘાતક ૧૩ પ્રકૃતિ ( ૪ કષાય અને ૯ નોકષાય ) છે. એમાં સાત પ્રકૃતિ રાગની છે. (૧) માયા (કપટ), (૨) લોભ, (૩) હાસ્ય,

(૪) રતિ ( હર્ષ ), (૫) પુરૂષવેદ ( સ્ત્રીવાંછા ), (૬) સ્ત્રીવેદ (પુરૂષવાંછા), (૭) નપુંસકવેદ (અતિવિકાર).

**શિક્ષા**—વર્તમાનમાં વિકાર વધી ગયો છે. એથી જ નપુંસકત્વ વધારે દેખાય છે. પુરૂષત્વ તો વિરલમાં જ છે. પુરૂષ પણ વિશેષ વિકારથી નપુંસક બની જાય છે. આવી દશા જોઈને વિકારોને જીતવા અને બ્રહ્મચર્ય ગુણ વધારવો. એ માટે તામસી ખોરાક ત્યાગવો. વ્યાયામ, આસન, સત્સંગ, ઉત્તમ વાંચન, સદ્ભાવના, દૃષ્ટિ સંયમ અને સુરિવાજોના સેવન વડે ફરી પુરૂષત્વ મેળવવું જરૂરી છે. દવાઓનાં પ્રપંચમાં ન ફસાવું. પૌષ્ટિક દવાઓ ક્ષણિક શક્તિ તો આપશે પરંતુ આખરે બમણો વિકાર જગાડી વધુ ખરાબ હાલત કરશે. કુદરતી અને કાયમી પુરૂષત્વ સાત્ત્વિક ઉપાયોથી મળે છે.

દ્વેષની છ પ્રકૃતિ છે–૧ ક્રોધ, ૨ માન, ૩ અરતિ, ૪ભય, ૫ શોક અને ૬ દુર્ગંચ્છા.(અરૂચિ–નિંદા–ઘૃણા–અભાવ).

મોહની ત્રણ પ્રકૃતિ છે–મિથ્યાત્વમોહ, મિશ્રમોહ અને સમકિતમોહ.

(૭૧) **પ્રશ્ન**—કર્મફળ ચેતના એટલે શું ?

**ઉત્તર**—સુખદુ:ખ ભોગવવું તે. એટલે કે કર્મઉદયના પરિણામ તે કર્મફળ ચેતના.

(૭૨) **પ્રશ્ન**—ચેતનાનું જ્ઞાન કરવાનો મતલબ શો ?

**ઉત્તર**—કર્મચેતના એટલે રાગ, દ્વેષ, મોહથી સર્વ દુ:ખ થાય છે. કારણ કે સંસાર ( જન્મ–જરા–મરણ )નું બીજ રાગ–દ્વેષ છે. અને કર્મફળ અર્થાત્ સુખદુ:ખની

બુદ્ધિ વડે જ-રાગદ્વેષ થાય છે. એવું જાણીને આ બન્ને અજ્ઞાન ચેતનાને છોડીને જ્ઞાનચેતના-સમભાવ-પ્રકટાવવો. જેથી સદા સત્ય અવિનાશી સુખ ઉભય લોકમાં પ્રાપ્ત થાય.

(૭૩) **પ્રશ્ન**—સમદૃષ્ટિની વિશેષતા શી છે ?

**ઉત્તર**—સમદૃષ્ટિ નિર્મોહી રહે છે. સંસારના કોઈ પદાર્થમાં મમત્વ, મોહ કે માલિકી (પોતાપણું) ન ધરે. કેવળ ઉદાસીન ( રાગ-દ્વેષ રહિત ) પ્રવૃત્તિ કરે છે. વિષય જન્ય પ્રવૃત્તિ સદા ઘટાડે છે. પરવશતાથી ન છુટે તો અંતરથી તેનો પશ્ચાતાપ કર્યા કરે છે, અને સમભાવ પ્રગટાવે છે. સમભાવ એજ પરમ સુખ છે. સર્વશાસ્ત્ર ને ચૌદ પૂર્વ એ બધાં સમભાવની ટીકા (વિસ્તારથી અર્થ) છે. તે બધાનો સાર એક સમભાવ છે. સુખદુઃખ, લાભ-અલાભ, માન-અપમાન; બધે સમદૃષ્ટિ આત્મા સમભાવ રાખે.

(૭૪) **પ્રશ્ન**—કર્તા, ભોક્તા અને જ્ઞાતાનો અર્થ શો ?

**ઉત્તર**—રાગ, દ્વેષ, મોહના પરિણામને કર્મચેતના (કર્મબંધક પરિણામ) કહે છે. આથી જ જીવને કર્તાપણું (કર્મોનો કરનાર) કહેવાય છે.

ઈષ્ટ—અનિષ્ટ સંયોગોમાં સુખ વા દુઃખની બુદ્ધિ થવી તે કર્મફળ ચેતના ( કર્મઉદય પરિણામ ). આથીજ જીવનું ભોક્તાપણું કહેવાય છે.

રાગ, દ્વેષ, મોહને છોડી ઉદાસીન ( સુખદુઃખ બુદ્ધિ રહિત ) થવું, સમભાવ-આત્માનુભવને જ્ઞાનચેતના કહે છે. એ જીવનું જ્ઞાતાપણું કહેવાય છે.

કર્તા અને ભોક્તા બનવાથી નવો કર્મબંધ થાય છે. જ્ઞાતાપણાથી કર્મ ક્ષય થાય છે.

(૭૫) **પ્રશ્ન**—ચારિત્ર મોહના ઉદયથી સમદૃષ્ટિને શું થાય છે ?

**ઉત્તર**—થોડી ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિ થાય. પણ **મમત્ત્વ** નહિ હોવાથી તથા ભેદ જ્ઞાન થવાથી તરત પશ્ચાતાપ કરી વિરક્ત બને. ચીકણા કર્મોનો બંધ સમદૃષ્ટિને નથી થતો.

(૭૬) **પ્રશ્ન**—મિથ્યાત્વ મોહ અને ચારિત્ર મોહની જીવ પર શી અસર થાય છે ?

**ઉત્તર**—મિથ્યાત્વ મોહને લીધે શરીર, ઇંદ્રિય, ભોગાદિમાં મમત્ત્વ બુદ્ધિ થાય છે અને ચારિત્ર મોહના ઉદયથી ઈષ્ટિ અનિષ્ટ (હર્ષ, શોક, રાગ, દ્વેષ) બુદ્ધિ થાય છે. બન્નેના અભાવમાં **વીતરાગ** દશા પ્રકટે છે.

(૭૭) **પ્રશ્ન**—ભેદજ્ઞાન એટલે શું ?

**ઉત્તર**—સ્યાદ્વાદ સહિત દ્રવ્યાનુયોગનું વ્યવહાર-નિશ્ચયથી સ્વરૂપ સમજીને નિજાત્માને સકળ જીવાજીવ અન્ય દ્રવ્યોથી ભિન્ન જાણે, અનુભવે અને દ્રવ્યકર્મ ( આઠ કર્મ ), ભાવકર્મ ( રાગ, દ્વેષ, મોહ ) તથા નોકર્મ (શરીર ભોગાદિ)માં હું અને મારાપણાની ( મમત્વ ) બુદ્ધિ હતી, તે છોડીને પોતાનું શુદ્ધ આત્મ સ્વરૂપ ( સંશય, વિપરીત, અનધ્યવશાય દોષ રહિત ) અનુભવે તે **ભેદજ્ઞાન.** એજ **સમ્યક્-જ્ઞાન** કહેવાય છે.

## દોહા

ભેદજ્ઞાન તે મુક્તિ છે, મુક્તિ કરો કયમ કોય;
વસ્તુ ભેદ જાણે નહી, મુક્તિ કહો કયમ હોય? ૧
ભેદજ્ઞાન સાબુ બન્યો, સમરસ નિર્મળ નીર;
ધોબી અંતર આતમા, ધોવે નિજગુણ ચીર. ૨

## ચોપાઈ

ભેદજ્ઞાન સંવર જિનપાયા, સો ચેતન શિવરૂપ કહાયા;
ભેદજ્ઞાન જિનકે ઘટ નાહીં, તે જડ જીવ બંધે જગમાંહિ. ૩

## દોહા

ભેદજ્ઞાનથી અળગો રહે, તેનો ભવસ્થિતિ દૂર;
જનમ મરણ કરશે ઘણાં, રહે સંસાર ભરપૂર. ૪
ભેદજ્ઞાન અભ્યાસથી, ટળે મિથ્યાત્વ દૂર;
સમકિત સહજ આવે સહી, વરતે આનંદ પૂર. ૫

(૭૮) **પ્રશ્ન**—સ્યાદ્વાદ (અનેકાંતવાદ) એટલે શું?

**ઉત્તર**—**સ્યાત્** = કથંચિત્-કોઇ અપેક્ષાએ + **વાદ** = કથન કરવું. જે વચન કોઈ અપેક્ષાએ હોય અને જેને બીજી અપેક્ષાએ પણ ગૌણપણે સ્વીકારાય તે સ્યાદ્વાદ છે.

(૭૯) **પ્રશ્ન**—સ્યાદ્વાદ (અનેકાંતવાદ) નું લક્ષણ શું?

**ઉત્તર**—(૧) જે વ્યવહાર-નિશ્ચય બન્ને ને ઉચિત સ્થાને વિધિપૂર્વક માને. માત્ર એકજ પક્ષ (વ્યવહારજ અથવા નિશ્ચયજ) ન માને.

(૨) જે 'હા' અને 'ના' ની મર્યાદા વિધિપૂર્વક માને. જેમકે, પ્રવૃત્તિ ઘટાડવા યોગ્ય છે; પરંતુ જ્યાં અશુભ પ્રવૃત્તિ થાય છે ત્યાં શુભપ્રવૃત્તિ આદરણીય છે. આહાર

નિદ્રા છોડવા જોઇએ, પરંતુ શરીર ન ચાલે, અસમાધિ થતી જણાય તો વિવેકપૂર્વક મર્યાદાથી આહાર, નિદ્રા આદિનું સેવન કરાય. એવા અનેક પ્રસંગ છે. જ્યાં 'હા' અને 'ના' ની મર્યાદા જરૂરી છે. એકાન્ત (કેવળ) સ્થાપવા કે ઉત્થાપવાથી ગંભીર નુકશાન થઇ જાય છે.

(૩) જે 'આમજ છે' એમ ન માને, પરંતુ 'આમ પણ છે' એમ માને. જેમકે જીવ 'નિત્યજ' છે. એમ ન માનતા, દ્રવ્યની અપેક્ષાએ જીવને નિત્ય અને પર્યાય (હાલત) ની અપેક્ષાએ 'અનિત્ય' માને. એજ રીતે પ્રત્યેક પદાર્થમાં અનંત ધર્મ, અનંત ગુણ, અનંત પર્યાય છે. એ સર્વનો વિધિ-પૂર્વક સ્વીકાર કરે. 'જ' એકાંત અને 'પણ' અનેકાંત વચન છે.

(૪) જે એકાન્ત જ્ઞાનથીજ કે એકાન્ત ક્રિયાથી જ મોક્ષ ન માને, પરંતુ જ્ઞાન અને ક્રિયા બન્નેથી મોક્ષ હોવાનું માને.

(૫) જેમ સૂર્યના પ્રકાશમાં બધા રત્ન, દીપક આદિના પ્રકાશ સમાઈ જાય છે, તેમજ સ્યાદ્વાદમાં બધા નય, અપેક્ષા અને આશયો સમાઇ જાય છે.

(૮૦) **પ્રશ્ન**—સ્યાદ્વાદનું જ્ઞાન કરવાથી શો લાભ થાય ?

**ઉત્તર**—સ્યાદ્વાદથી સત્ય સ્વરૂપ પ્રાપ્ત થાય છે. સ્યાદ્વાદથીજ મિથ્યાજ્ઞાન અને મિથ્યાદર્શનનો નાશ થઇને સમ્યક્જ્ઞાન-દર્શન પ્રકટે છે. બધી અપેક્ષાઓને બરાબર સમજવાથી એટલે કે સ્યાદ્વાદનું જ્ઞાન થવાથી 'સમભાવ' પ્રકટે છે; અને રાગ, દ્વેષ, વૈર, વિરોધ આદિનો નાશ થાય છે. જ્યાં રાગદ્વેષ, ખેંચતાણ, મતપક્ષ છે ત્યાં સ્યાદ્વાદ (અનેકાંતવાદ)-સત્યસ્વરૂપ નથી; પરંતુ એકાન્તવાદ એટલે

**મિથ્યાત્વ** છે. માટે હે ચેતન! તું હંમેશા અપેક્ષાવાદ (સ્યાદ્વાદ) ને સમજીને રાગ, દ્વેષ, વૈરવિરોધ, કલહ આદિ છોડીને પ્રશાંતભાવી થા. સર્વ શાસ્ત્રરૂપી શરીરમાં સ્યાદ્વાદ તત્ત્વ પ્રાણ સ્વરૂપ છે તેનો સાર સમભાવ છે.

(૮૧) **પ્રશ્ન**—સમકિત (આત્મબોધ) રૂપી બીજ કેવી ભૂમિમાં ફૂલે ફળે છે?

**ઉત્તર**—જે જીવોની જીવનભૂમિ (૧) હિંસા, (૨) અસત્ય, (૩) ચોરી, (૪) તીવ્ર વિષયવાસના, (૫) તૃષ્ણા, (૬) અતિક્રોધ, (૭) અહંકાર, (૮) કપટ, (૯) લોભ, (૧૦) કુસંપ, (૧૧) પરનિંદા, (૧૨) સ્વપ્રશંસા, (૧૩) કદાગ્રહ અને (૧૪) અવિવેકઃ એ અનીતિના દોષો રૂપી કાંકરા, કાંટા, ખાડા દૂર કરીને સમભૂમિ બની છે. જેમાં મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ; એ ચાર શુભભાવનાનું પાણી સિંચાય છે. એવી ભૂમિમાં સમકિત બીજ ફુલે ફાલે છે.

(૮૨) **પ્રશ્ન**—મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ ભાવનાનું સ્વરૂપ શું?

**ઉત્તર**—મોક્ષનું બીજ સમકિત છે અને સમકિતનું બીજ ચાર ભાવનાઓને હંમેશા શુભ અને શુદ્ધ સાધનરૂપ ચિંત્વન કરવું પરમ આવશ્યક છે.

જીવ હમેશા વિચાર (ભાવના) તો કરેજ છે, પરંતુ અશુભ ભાવના વધારે રહે છે. માટેજ ભાવનાનું સ્વરૂપ સમજીને શુદ્ધ ભાવનાનું ચિંત્વન કરવું જોઇએ. આ ચાર ભાવનામાંની પ્રત્યેકના ચચ્ચાર ભેદ છે.

**૧ મૈત્રી ભાવનાના ચાર ભેદ**—(૧) મોહમૈત્રી–

સ્ત્રી, પુત્ર, ધન, ભોગાદિની બ્રાહ્ય આનંદની અપેક્ષાએ પ્રીતિ (૨) શુભમૈત્રી–ઉપકારી સજ્જન આદિ પ્રત્યે પ્રીતિ, ભક્તિ તથા ઉત્તમ કામમાં ઐકય. (૩) શુદ્ધ સાધન મૈત્રી–દેવ, ગુરૂ, ધર્મ અને જ્ઞાન, દર્શન, ચારિત્ર પ્રત્યે ભક્તિ અને મૈત્રી. (૪) શુદ્ધ મૈત્રી–અનંત જ્ઞાનાદિ નિજગુણો સાથે મૈત્રી (એકતાનો અનુભવ). હે ચેતન ! તુંજ ત્હારો મિત્ર છે તો તુજથી પરમાં રાગદ્વેષ શા માટે ધરે છે ? ( શ્રી આચારાંગ સૂત્ર ).

**૨ પ્રમોદ ભાવનાના ચાર પ્રકાર**—(૧) મોહજન્ય હર્ષ-સ્વપર ભોગોપભોગની પ્રાપ્તિમાં આનંદ. (૨) શુભ હર્ષ–દાન, પુન્ય, સેવાભાવ, સુવિદ્યા, નૈતિક ગુણોની પ્રાપ્તિમાં હર્ષ. (૩) શુદ્ધસાધન હર્ષ–સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રાપ્તિમાં આનંદ. (૪) શુદ્ધાનંદ–આત્મિક સુખ, અવિકારી, અતીન્દ્રિય, નિર્વિકલ્પ નિજ સુખમાં લીન થવું.

**૩ કરૂણાભાવનાના ચાર પ્રકાર**—(૧) મોહજન્ય કરૂણા–સ્વપરના ભોગોપભોગ, ધનવૈભવ, પ્રશંસા આદિ ન મળવાથી દુઃખી થવું. (૨) શુભ કરૂણા–શારીરિક અને માનસિક પીડાથી દુઃખી જીવો પર કરૂણા થવી. (૩) શુદ્ધસાધન કરૂણા–અજ્ઞાન, મિથ્યાત્વ, વિષય, કષાયથી સ્વ–પરને સદા અનંત દુઃખી થતા જાણીને એ દોષો છોડીને સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, વિષય સંયમ અને સમભાવ ગુણ પ્રકટ કરવા–કરાવવા. (૪) શુદ્ધ કરૂણા–સ્વસ્વભાવ ( આત્મ સ્વરૂપ ) માં લીન રહેવું. જ્ઞાનાદિ નિજગુણોની મલીનતાનેજ દુઃખનું કારણ જાણીને આત્મગુણોંની શુદ્ધિ કરવી.

**૪ માધ્યસ્થ ભાવનાના ચાર પ્રકાર**—(૧) મોહજન્ય સમભાવ-લજ્જા, ભય, લોભ, સ્વાર્થ યા અજ્ઞાનવશ શાંતિ ધરવી. (૨) શુભ સમભાવ-ઐકય, સહનશીલતા, ગુણાનુરાગ, ગંભીરતાના ગુણો તથા કલહ, કુસંપ, વૈર વિરોધ આદિથી થતાં નુકસાન વિચારીને સમભાવ રાખવો. (૩) શુદ્ધ સાધન સમભાવ-રાગદ્વેષ કરવાથી ભાવહિંસા થાય છે. હું શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ, મન, વચન, કાયા, કષાય કર્મ રહિત છું. હું અનંતજ્ઞાન, દર્શન, સુખ, શક્તિસ્વરૂપ છું. એવી ભાવના વડે સમભાવ ધારવો. (૪) શુદ્ધ સમભાવ-પરમ સમરસી ભાવજ મારો નિજગુણ છે. તો હું વિકારી કેમ બનું ? રાગદ્વેષ શા માટે ભાવું ? એવું વિચારીને નિજ સ્વરૂપમાં લીન થાય.

એ ચારેય ભાવનામાં પહેલો 'મોહજન્ય' ભેદ આલોક તથા પરલોકમાં દુઃખદાયી છે, અને પાપબંધનું કારણ છે. બીજો 'શુભ'ભેદ આલોક તથા પરલોકમાં બાહ્ય સુખદાયી અને પુન્ય પ્રાપ્તિનું કારણ છે. ત્રીજો 'શુદ્ધ સાધન' ભેદ આ-લોક-પરલોકમાં બાહ્ય તથા અભ્યંતર બન્નેમાં સુખદાયી અને ઘણા કર્મો ક્ષય કરવાનું કારણ છે અને ચોથો 'શુદ્ધ' ભેદ આલોક તથા પરલોકમાં પરમ સુખદાયી તેમજ મોક્ષપ્રાપ્તિમાં પ્રધાન કારણ છે.

(૮૩) **પ્રશ્ન**—સમકિત (આત્મબોધ) ગુણ સર્વોત્કૃષ્ટ કેમ કહેવાય છે ?

**ઉત્તર**—જેમ કોઈ લાંબા કાળથી રોગથી દુઃખી છે. જગતમાં રોગથી છુટવાના ઉપાય છે, પરંતુ રોગનું

કે ત્હેના ઉપાયનું જ્ઞાન તેને નથી. એવી જ રીતે આત્મા જડસંગી (પુદ્ગલાનંદી) થઈને અનાદિ કાળથી દુખી થાય છે. એ દુઃખોથી છુટવાનો માર્ગ બતાવવો એ જ્ઞાનનું કામ છે. માર્ગનો નિશ્ચય કરવો એ સમકિતનું કામ છે અને માર્ગપર ચાલવું તે ચારિત્ર છે. માર્ગ બતાવી તો દીધો; પરંતુ નિશ્ચય ન હોય તો તે પર બરાબર ઠેઠ સુધી આચરી નથી શકાતું.

નિશ્ચય કર્યા વિના ચાલવું શરૂ કરાય તો ઉલ્ટે માર્ગે જવાય છે. એટલા માટે **સુમાર્ગ નિશ્ચય** અર્થાત સમકિત ગુણ સર્વોત્કૃષ્ટ છે. માટે જ સમકિત પ્રકટ કરવામાં ઉત્કૃષ્ટ પુરૂષાર્થ કરવો જોઈએ.

---

## આત્મધર્મ પર વિચારો.

### ગઝલ

રહે છે દૂર પરથી આ, અમારો એકલો આત્મા.
સ્વાભાવોને ધરીને તે, રહ્યો છે નિજગુણોમાં.
કદિ સંકલ્પ વિકલ્પો, તણી નહિ જાળ છે એમાં,
અનેરૂં તત્વ રૂડું આ, વસે છે નિત્ય ભાવોમાં.
રસે રૂપે અને ગંધે, સદા છે ભિન્ન આ આત્મા,
જરા એ મોહ માયાના, નહિ છે ભાવ કંઇ એમાં.
ખરૂં હું તત્વ સમજીને, રહું ચેતન તણા રસમાં,
ચિદાનન્દી સ્વરૂપ મારૂં, નિહાળું આજ ભીતરમાં.
સમેટી શક્તિઓ સર્વે, રહું હું આત્મ ક્રિડામાં,
પ્રકાશે વિશ્વ આખું અહા, સ્વભાવિક દિવ્ય તેજોમાં.

**—શ્રી. અમૃતચંદ્ર આચાર્ય.**

---

ॐ अर्हं

# સમકિત (આત્મબોધ) પ્રશ્નોત્તર

અથવા

# મોક્ષની કુંચી

(ભાગ ૨ જો.)

---

### દોહા.

પરમ નિરંજન પરમગુરૂ, પરમ પુરૂષ પરધાન;
વંદુ પરમ સમાધિગત, ભયભંજન ભગવાન. ૧
જિનવાણી પરમાણુ કર, સુગુરૂ શીખ મન આણુ;
કહું સમ્યકત્વ સ્વરૂપને, નિર્ણય કહું વખાણુ. ૨

मोक्षमार्गस्य नेतारं, भेत्तारं कर्मभूभृताम् ।
ज्ञातारं विश्वतत्त्वानां, वदे तद्गुणलब्धये ॥

**અર્થ**—મોક્ષ માર્ગે દોરનાર, કર્મદળ રૂપી પહાડોને શુકલ ધ્યાનરૂપી વજ્રથી ચૂર્ણ કરનાર, જગતના સકળ તત્ત્વોને યથાર્થ પૂર્ણરૂપે જાણનારા મહાપુરૂષને તેવા જ ગુણો પ્રકટ કરવા માટે વંદુછું.

(પ્રથમ ભાગમાં ૮૩ પ્રશ્નો આપ્યા છે. બાકી પ્રશ્નોનો સંગ્રહ નીચે પ્રમાણે છે.)

(૮૪) **પ્રશ્ન**—ભગવાને પહેલા શું ઉપદેશ આપ્યો કે જે વાણીથી ચાર તીર્થની સ્થાપના થઈ? એવો કયો એક ગુણ પ્રકટાવવો જોઇએ કે જેથી સંસાર ભ્રમણ ટળે?

**ઉત્તર**—આત્મ-પદાર્થ-વિચાર. હું કોણ છું? મારૂં શુદ્ધ સ્વરૂપ શું છે? હું કયાંથી આવ્યો છું? કયાં જવાનો છું? આ બધી વસ્તુઓ અને લોક દેખાય છે તે કોણ છે? મારૂં શું કર્તવ્ય છે? અને હું શું કરી રહ્યો છું? ઇત્યાદિ સ્વભાવ-વિભાવ-આદિનો વિચાર કરવો એ પ્રથમ ઉપદેશ છે. આ વિચારથી જ મનુષ્ય આત્મમાદી, લોકવાદી, કર્મવાદી અને ક્રિયાવાદી બને છે. આવા પુરૂષોને ચાર તીર્થમાં દાખલ થવાની પાત્રતા-યોગ્યતા-છાપ મળે છે.

આવા વિચારો વિનાના આત્માનો અભ્યુદય નથી થતો. તે જીવને ઉન્નત બનાવી નથી શકતો. એવા મુનિ યા મનુષ્ય, મનુષ્ય છતાં પશુ કોટિમાં ગણાય છે. પશુના જીવનમાં અને સમ્યક જ્ઞાનહીન મનુષ્યના જીવનમાં કંઈ અંતર નથી હોતો. એમ આચાર્યોનું કથન છે. કારણ કે મનુષ્યપણાની વિશેષતા આત્મજ્ઞાન કરવાથીજ મનાએલ છે.

(૮૫) **પ્રશ્ન**—આત્માનો ઉદ્ધાર કોણ કરી શકે?

**ઉત્તર**—જે શુદ્ધ શ્રદ્ધા (સમકિત)ને શોધનાર હોય અર્થાત્ આત્માના શુદ્ધ સ્વરૂપને જાણી પ્રગટ કરવાનો જિજ્ઞાસુ હોય, પોતાના આંતરિક ભાવોને વિચારે, આત્માના યથાર્થ સ્વરૂપને સમજવા માટે જે ભગીરથ પ્રયત્ન કરે છે તે જ પોતાનો ઉદ્ધાર કરી શકે છે, એ વાત નિઃસંદેહ સાચી માનો. એવી રીતે જ વિચારક મનુષ્યને સત્ય મોક્ષ

માર્ગ મળી શકે છે. અને તે દ્વારા તે ઇચ્છિત સ્થાનને મેળવી શકે છે. તે જન્મ-મરણુના બંધનથી મુકત થઇને સિદ્ધ-બુદ્ધ બને છે. નિર્ગ્રંથ તીર્થંકરો એવા આત્મિક વિચાર કરનારા પુરૂષોને જ આત્મવાદી ( આત્મજ્ઞ ) કહે છે.

(૮૬) **પ્રશ્ન—ચાર-વાદનો ક્રમ કઈ અપેક્ષાએ ગોઠવ્યો છે ?**

**ઉત્તર**—પ્રથમ આત્મવાદ છે. કારણુ કે, આત્મા જ સૌથી શ્રેષ્ટ તત્વ છે. અને પ્રથમ પોતાને જ જાણુવું પરમાવશ્યક છે. જો આત્મા છે, તો અન્ય ત્રણેય વાદની સફળતા છે. જો આત્મા નથી, તો અન્ય વાદ ( પદાર્થ ) પણુ નિષ્ફળ ( નિષ્પ્રયોજન ) છે. આત્માને માનનારા આસ્તિક છે. જે જીવને જ નથી માનતા તે નાસ્તિક છે. કેમકે તેઓ પુન્ય, પાપ, ક્રિયા, કર્મ કંઇ જ નથી માનતા. મૂળને માને તો જ થડ, ડાળીઓ, પાંદડાં, ફૂલ, ફળ આદિને માની શકાય, માટે પ્રથમ આત્માને જાણુવાની જરૂર છે.

બીજો લોકવાદ છે. કારણુ નિર્ગ્રંથ મતથી જે આત્મા ( આત્મવાદી ) સ્વસ્વરૂપને જાણી શકે તેજ લોકવાદી અર્થાત્ જગતના સત્ય સ્વરૂપને જાણુનારા હોય છે. કેમકે જે પોતાના આંતરિક સ્વરૂપને નથી જાણી શકતા, તે બાહ્ય સ્વરૂપને પણુ યથાર્થ જાણી ન શકે. આ રીતે આંતર-બાહ્ય-જ્ઞાન પરસ્પર સાપેક્ષ છે. આગમ પણુ કહે છે કેઃ—

**जे एगं जाणई, ते सव्वं जाणई ।** ( જે એક (આત્મા) ને જાણે છે તે બધાને જાણે છે. ) એ રીતે સમ્યક્ જ્ઞાની

જ **લોકવાદી** હોય છે. લોક સ્વરૂપને માનનાર જ **કર્મ-વાદી** હોય છે, એટલે કે જગતના કાર્ય-કારણ ભાવનો જ્ઞાતા થઈ શકે છે. એ રીતે કર્મવાદી થયા બાદ **ક્રિયા-વાદી** એટલે સમ્યક્ અને **મિથ્યા** પ્રવૃત્તિ (કર્તવ્યા-કર્તવ્ય) નું સ્વરૂપ અને રહસ્ય સમજનાર બની શકે છે. **ક્રિયા-વાદી આત્મા** આત્મહિતની પ્રવૃત્તિ આચરીને અંતે કર્મ-મુક્ત બની **અજર અમર પદ** મેળવી શકે છે. પ્રભુ મહાવીરના મોક્ષ માર્ગનો એ જ યથાર્થ ક્રમ છે.

(૮૭) **પ્રશ્ન—શ્રી આચારાંગ** સૂત્રનું પહેલું અધ્યયન 'શાસ્ત્ર પરિજ્ઞા' નામનું છે. અને તેનો પહેલો ઉદ્દેશો 'આત્મ તત્ત્વ વિચાર' નામનો છે. તેમાં કહ્યું છે કે, "હું કોણ છું? કયાંથી આવ્યો? મારૂં શું સ્વરૂપ છે? એને જે સમજે તેને જ આત્મવાદી, લોકવાદી, કર્મવાદી, ક્રિયાવાદી કહેવા" અને ચાર વાદનો જ્ઞાતા જ સમકિત પ્રાપ્ત કરી શકે છે. તો ચારવાદનું સ્વરૂપ શું?

**ઉત્તર**—ચારવાદના સ્વરૂપમાં પ્રથમ **આત્મવાદ.** વાદ એટલે સ્વરૂપ કહેવું. આત્માના યથાર્થ સ્વરૂપ કહેવા-બતાવવા-ને આત્મવાદ કહે છે. દ્રવ્ય, ગુણ, પર્યાય, વ્યવહાર-નિશ્ચય, નય-પ્રમાણદ્વારા આત્માના સામાન્ય અને વિશેષ ધર્મોનું યથાર્થ સ્વરૂપ જાણીને આત્માનો નિશ્ચય કરનારને **આત્મવાદી** કહે છે.

૨ લોકવાદ-દ્રવ્ય લોક (ષટ્દ્રવ્ય), ક્ષેત્રલોક (ચૌદ રાજુ), કાળલોક (હર સમય ઘટે વધે તે અગુરૂલઘુ પર્યાય), ભાવલોક (આત્માના ગુણપર્યાય જેવા કે-અનંત-

જ્ઞાન, અનંત દર્શન, અનંત અતીન્દ્રિય નિરાકુલ આત્મિક સુખ અને અનંત આત્મવીર્ય): આ ગુણોનું શુદ્ધ પરિણુમન તે શુદ્ધ પર્યાય છે. અને આ ગુણોને મેલા કરીને પરિણુમન થવું તે અશુદ્ધ પર્યાય છે. જેમકે-મિથ્યાજ્ઞાન, મિથ્યા દર્શન, ઇંદ્રિયજન્ય સુખદુ:ખ; બાલવીર્ય (કુપુરૂષાર્થ): એટલે કે અશુદ્ધ પર્યાય અશુદ્ધ લોક છે અને શુદ્ધ પર્યાય તે શુદ્ધ લોક છે.

દોહા

यह जग वासी यह जगत्, यामें तोहिन काज;
तेरे घटमें जो वसे, तामें तेरो राज. १

**३ कर्मवाद** કર્મનું સ્વરૂપ-દ્રવ્યકર્મ, ભાવકર્મ, નોકર્મનું સ્વરૂપ જાણવું. દ્રવ્યકર્મ=આઠ કર્મોનો સમુહ જે આત્મપ્રદેશને વળગેલો છે. ભાવકર્મ=જે ભાવો વડે આઠ કર્મ બંધાય છે તે રાગ-દ્વેષ મોહાદિ પરિણામનો ક્રર્મ=કર્મોના ફળ. જેવા કે,-શરીર, ઈન્દ્રિયો, વિષયો, ભોગ ખાનપાન, વસ્ત્રપાત્ર ઉપાધિ, ધન-વૈભવ, સ્ત્રી પતિ-પુત્ર-પરિવાર, ચેલા-ચેલી-ભક્તલોકો, નિન્દા-સ્તુતિ, દુ:ખ-સુખના સંયોગ માત્ર નોકર્મ છે.

૪. **ક્રિયાવાદ**—કર્મોનું બંધન અશુદ્ધ ક્રિયાથી થાય છે, અને કર્મોની મુકિત-કર્મક્ષય-શુદ્ધ ક્રિયાથી થાય છે. એવી ક્રિયાનું વિસ્તારપૂર્વક બરાબર જ્ઞાન કરવું. ક્રિયા એટલે પુરૂષાર્થ-વીર્ય, જ્યાંસુધી કુપુરૂષાર્થ છે, આત્મ ધર્મ છોડીને પરદ્રવ્યમાં શુભ કે અશુભ પુરૂષાર્થ કરવાથી શુભાશુભ બધ થાય છે. તેને અનુક્રમે પુન્યપ્રકૃતિ તથા

પાપપ્રકૃતિ કહે છે. પરદ્રવ્યને ત્યાગી નિજગુણમાં સ્થિર થવું તે સુપુરૂષાર્થ પંડિતવીર્ય (ઉત્તમ પુરૂષાર્થ) શુદ્ધ ક્રિયા છે. તે નિર્જરાનું મુખ્ય કારણ છે. ક્રિયા–કર્મબંધન ૨૭ પ્રકારે થાય છે. વર્તમાન, ભૂત અને ભવિષ્યકાળની અપેક્ષાએ મનથી, વચનથી અને કાયાથી કરવું, કરાવવું અને અનુમોદવું. ( ૩×૩=૯×૩=૨૭ પ્રકારે ). એ રીતે ક્રિયાના સ્વરૂપનું જ્ઞાન તે ક્રિયાવાદ.

જે આત્માના સ્વરૂપને યથાર્થ જાણે છે તે લોકના સ્વરૂપને પણ જાણી શકે છે. અન્યથા સ્વલોક (આત્મા) પરલોક (પુદ્ગલાદિ દ્રવ્યો) ના જ્ઞાનના અભાવે પરલોકમાં પોતાપણું માની બેસે છે, માટે જ આત્મસ્વરૂપના જ્ઞાતાને પરલોક (અન્ય દ્રવ્યો) ના જ્ઞાતા પણ કહ્યા છે. છઃ કાયના લોકને પણ **ષટ્કાય** લોક કહે છે. ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયથી ચતુર્ગતિમાં ભમવું પડે છે. માટે તેને **કષાયલોક** કહે છે. માટે પરલોક (કષાયાદિ) છાંડવો જોઈએ. જે લોકના સ્વરૂપને સમજે છે તેજ સમજી શકે છે કે, આત્મા લોકમાં ભટકે છે તેનું મૂળ કારણ કર્મ છે. એવું જાણીને **કર્મવાદી** બની શકાય છે. અને કર્મોનું બંધન અશુદ્ધ ક્રિયાથી થાય છે. આ બોધ–જ્ઞાન–કર્મવાદીને જ થાય છે. એટલે **કર્મવાદી** જ **ક્રિયાવાદી** થઈ શકે છે, એમ કહેવાયું છે. કર્મથી મુક્તિ–મોક્ષનો આધાર ક્રિયાપર છે. માટે જ અંતમાં ક્રિયાવાદ લીધો છે.

'जोएगं जाणई, सोसव्वं जाणई;
जो सव्वं जाणई, सो एगं जाणई '।

આચારાંગ સૂત્ર

જે એક-આત્મ સ્વરૂપને જાણે છે તે સર્વ ( બધા દ્રવ્યો ) ને જાણે છે. અને જે સર્વને જાણે છે તે આત્માને જાણે છે. માટે આત્મ સ્વરૂપનું જ્ઞાન કરવું પરમાવશ્યક અને શ્રી આચારાંગમાં આદિવચનમાં આત્મ પદાર્થ વિચાર, આત્મ સ્વરૂપનું કથન એટલા માટે જ ફરમાવ્યું છે.

શ્રી વીરપ્રભુએ દ્વાદશાંગી ( બાર અંગની પ્રરૂપણા કરી છે. તેમાં આદિ વચન ' આત્મ સ્વરૂપને ઓળખો ' એ ઉપદેશ આપ્યો છે. એથી સિદ્ધ થાય છે કે, દ્વાદશાંગી-નો સાર એક ' **આત્મ-સ્વરૂપનો યથાર્થ બોધ** ' છે. બધું જ્ઞાન-શાસ્ત્ર આત્માની મુક્તિ ( મોક્ષ ) ને માટે છે. મોક્ષ આત્માની સત્ય સ્થિતિ જાણવાથી થાય છે. જો આત્માને ન જાણે તો મોક્ષ કોનો કરવો ? આથી સ્પષ્ટ થાય છે કે, દ્વાદશાંગી (જૈના ગમો ) એ **જ્ઞાન-દીપક** છે, અને એના પ્રકાશ વડે આત્મ સ્વરૂપ રૂપી રત્ન શોધાય-જડે છે. આત્મ રત્ન પ્રાપ્ત થતાં સર્વ જ્ઞાન કૃતાર્થ થાય છે.

ચાર વાદનું જ્ઞાન કરવા માટે સમકિત છપ્પનીમાં કહ્યું છે કે—

આત્મ લોક કર્મ ક્રિયા, શુદ્ધ વાદ છે ચાર !
ચિંતવતા સમકિત લહે, જીવ જગત મોઝાર.

આ આત્મ જ્ઞાન એટલે કેટલા શાસ્ત્ર ને ગ્રંથોનો સાર:-

લાખ વાતની વાત, ક્રોડ ગ્રન્થનો સાર છે;
જો સુખ ચાહો ભ્રાત, તો આતમ અનુભવ કરો.
દ્વાદશાંગી શ્રુતિ સિંધુ, મથન કરિ રતન નિકાસ્યૌં;
સ્વ પર-ભેદ વિજ્ઞાન, શુદ્ધ ચારિત્ર પ્રકાસ્યૌં.

એ જિન વાણીનો મહિમા.

## સવૈયા.

રાગ વિરોધ કુદેવ પ્રતીતિ, વિનાશ સદા સબ લોક પ્રવાની,
અર્થ અનેક અભિધેય છે એક, ચઉ ગતિ વારણ મોક્ષ નિશાની.
આતમ રૂપ અનૂપની પ્રાપતિ, કારણ રૂપ જિનેશ વખાણી,
યાતે નમે ને વખાણ કરે મુનિ, તે સમયાતમ શ્રી જિનવાણી.

**ભાવાર્થ**—રાગ દ્વેષ અને કુદેવ કુગુરૂ કુધર્મમાં પ્રતીતિ રૂપ દર્શન મોહનો સર્વથા વિનાશ કરવાવાળી જીન વાણી છે, તેનો વિસ્તાર બહુ છે, તેમાં અનેક વિષયોનું સ્વરૂપ બતાવ્યું છે, પરંતુ કહેવાની મુખ્ય વાત એક છે, તે આત્મ સ્વરૂપ જે અનુપમ છે તેની પ્રાપ્તિ કરવી એ જ સાર છે. આ જીન વાણી ચાર ગતિમાં આનાદિ કાળથી જીવનું ભવ ભ્રમણ થાય છે તે બંધ કરે છે. અનુપમ આત્મ સ્વરૂપની પ્રાપ્તિનું પ્રધાન કારણ (સાધન) છે. જેવી રીતે રાત્રે ખોવાયેલ રત્નને શોધવા દીવાનો ઉપયોગ કરે છે. તેમાં દીવો સાધન છે. રત્ન ગોતવું સાધ્ય છે. આ જીન વાણી રૂપી દીવાથી આત્મ સ્વરૂપ રૂપી રત્ન જે મોહાદિથી ઢંકાઇ ગયું છે તે શોધવાનું છે. એવી ઉપકારક જીન વાણિને મુમુક્ષુ (મોક્ષની ઈચ્છાવાળા) જીવ નમસ્કાર કરે છે ને પ્રશંસે છે. તે સ્વ-પર સમય (દ્રવ્ય)નું કથન કરવાની પરમ પવિત્ર જીનવાણીનું જ્ઞાન કરવા પુરૂષાર્થ કરવો જોઇએ.

(૮૮) **પ્રશ્ન**—જિનેશ્વર ભગવાન સમકિત કોને કહે છે?

**ઉત્તર—भावेणं सद्दहंतस्स समत्तं तं वियाहीयम्** (**उत्त० अ. २८**) ભાવ (અંતર ઉપયોગ) પૂર્વક, ભાવ

સહિત-દ્રવ્ય ભાવ પૂર્ણ બધી અપેક્ષાથી નવ તત્ત્વનું જ્ઞાન કરવું અને શ્રદ્ધા કરવી તે સમ્યકત્વ છે. એમ શ્રી સર્વજ્ઞ પ્રભુએ કહ્યું છે. ટુંકામાં આત્માનો અનુભવ-સ્વાનુભૂતિ-જ સમ્યકત્વ છે. કહ્યું છે કે—

**દોહા**—જે દર્શન દર્શન વિના, તે દર્શન નિરપેક્ષ;
જે દર્શન દર્શન થયા, તે દર્શન સાપેક્ષ.

**ભાવાર્થ**—જે દર્શન (સમકિત)થી દર્શન (આત્મ દર્શન, સહાનુભૂતિ) થતું નથી તે નિરપેક્ષ (મોક્ષની પ્રાપ્તિ રહિત) સમકિત (દ્રવ્ય સમકિત) છે. પણ જે દર્શન (સમકિત)થી દર્શન (આત્માનુભવ) થાય છે તે સમકિત જ સાપેક્ષ (ભાવ સમકિત-મોક્ષ પ્રાપ્તિનું કારણ) છે, તે જ શુદ્ધ-નિશ્ચય-સમકિત કહેવાય છે.

(૮૯) **પ્રશ્ન**—સમકિત કોઇ ખાસ ગચ્છ, સંઘાડા, સંપ્રદાય, સ્થાનક, મંદિર, મઠ યા ગુરૂનું હોય છે કે બીજું કંઈ?

**ઉત્તર**—સમકિત આત્માનો ગુણ છે. સમકિતની વ્યાખ્યા કરતા બધા શાસ્ત્રકારોએ યથાર્થ તત્ત્વ શ્રદ્ધાને સમકિત કહ્યું છે.

तहियाणंतु भावाणं, सब्भावे उवएसणं;
भावेण सद्दहन्तस्स, सम्मत्तं तं वियाहियम् ।

(उ॰ अ॰ २४)

**ભાવાર્થ**—યથાર્થ સ્વરૂપનો ભાવપૂર્વક નિશ્ચય કરવાને સમકિત કહે છે. તે સ્વભાવથી, (સ્વક્ષયોપશમથી)

અથવા ઉપદેશથી પ્રાપ્ત થાય છે. એ રીતે ઉપજેલ ભાવ પૂર્વકની તત્ત્વ શ્રદ્ધા, તેને સમકિત કહ્યું છે.

આથી સ્પષ્ટ છે કે, આજે જે ખાસ ગચ્છ, સંપ્રદાય અથવા ગુરૂ વિશેષનું સમકિત મનાય છે તે શાસ્ત્રો જોતા ન્યાય સંપન્ન નથી લાગતી. કોઈ સંઘાડા કે ગુરૂનું સમકિત હોઇ જ ન શકે. આથી જ તો વર્તમાનમાં અંદર અંદર ધર્મ કલહ થાય છે, એ ઝગડા છોડીને તત્ત્વ બોધ કરવો જોઇએ. "**तत्त्वार्थ श्रद्धानं सम्यग्दर्शनम्**" યથાર્થ તત્ત્વના સ્વરૂપનો નિશ્ચય તેને સમકિત કહે છે.

(૯૦) **પ્રશ્ન—આજે** આટલા બધા ગચ્છ, સંઘાડા, ફિરકા, સંપ્રદાય કેમ થઈ ગયા?

**ઉત્તર**—પ્રાયઃ **તત્વ-જ્ઞાન**, તત્ત્વોને અભ્યાસ છુટી જવાથી, સ્યાદ્વાદ એટલે વ્યવહાર, નિશ્ચય, જ્ઞાન-દર્શન-ચારિત્રનો અભ્યાસ ન હોવાથી કોઇ ખાસ દેશ, કાળ, સંયોગ મુજબ જરા ક્રિયા ભેદ થયો કે તેમાં આગ્રહ કરીને મતભેદ પેઠો. તેથી પરસ્પર દ્વેષ બુદ્ધિ થઈ. જો તત્વોનો અભ્યાસ વધારાય અને વ્યવહાર-નિશ્ચય બરાબર સમજાય તો સંપ્રદાય, સંઘાડા, મતમતાંતરો આદિ ભેદો દૂર થઇને પરસ્પર માંધ્યસ્થ ભાવ-સમભાવ-નો અમૃત રસ વરસવા લાગે. કદાપિ કારણવશ કંઇ ભેદ રહે તો તે પણ પ્રમોદ-ગુણાનુરાગ રૂપ જ રહી શકે છે. દ્વેષ રૂપ નહિં. જેમ પ્રભુ મહાવીરના ૧૧ ગણધરો હતાં. તેમના શિષ્ય સમુહને ૯ ગચ્છમાં વહેંચ્યા હતા; પરંતુ એ તો પ્રમોદ ભેદ હતા. આજે આપણા ભેદો પ્રાયઃ દ્વેષમય થઇ

રહ્યા છે, તેનો સુધાર તત્ત્વ પ્રચાર (સ્યાદ્વાદના યથાર્થ જ્ઞાન) દ્વારાજ થઈ શકશે.

(૯૧) **પ્રશ્ન**—શુદ્ધ, સમકિત ધારીને ઓછામાં ઓછું કેટલું જ્ઞાન હોવું જોઈએ ?

**ઉત્તર**—છ દ્રવ્ય, નવ તત્ત્વોનું નય-પ્રમાણુથી હેય (છોડવા યોગ્ય), ઉપાદેય (આચરવા યોગ્ય) રૂપે યથાર્થ જ્ઞાન હોવું જોઇએ.

(૯૨) **પ્રશ્ન—ગંઠી-ભેદ** થયા વિના સમકિત નથી થતું, તો ગંઠી શાની છે અને કયે ઠેકાણે, કયા કર્મમાં અને કયાં સુધી રહે છે ? અને ગંઠી-ભેદ કયા ઉપાયોથી થઇ શકે ?

**ઉત્તર—ગંઠી** મિથ્યાત્વ મોહ કર્મના તીવ્ર બંધન-ગ્રંથી-ને કહે છે. આ મિથ્યાત્વ મોહિનીની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ સિત્તેર ક્રોડાક્રોડ સાગરોપમની છે. ૬૯ ક્રોડાક્રોડ **સાગરથી વધુ** સ્થિતિના કર્મો ક્ષય થાય અને દેશઉણા ક્રોડાક્રોડ સાગરોપમની સ્થિતિ બાકી રહે ત્યાં **ગંઠી-(ગ્રન્થી)**-છે. અહિં સુધી તો **યથા પ્રવૃત્તિ કરણ**-વાળા અભવી પણ આવી શકે છે, પરંતુ યથા પ્રવૃત્તિકરણ (અનિત્ય-અશરણ ભાવના)થી **ગ્રન્થી ભેદ** નથી થઈ શકતો, પરંતુ **અપૂર્વ કરણ** એટલે **આત્મ ભાવનાથી** ગંઠીનો નાશ (ગ્રન્થી ભેદ) થઇ શકે છે અને **અનિવૃત્તિ કરણ** (શુદ્ધોપયોગમાં સ્થિરતા)માં સમકિતની પ્રાપ્તિ થાય છે.

આયુષ્ય કર્મ સિવાય બાકીના સાત કર્મોની સ્થિતિ

દેશઉણુ એક ક્રોડાક્રોડ સાગરોપમ રહે છે, ત્યારે **યથા-પ્રવૃત્તિ કરણુ** પ્રકટ થાય છે. એટલે અનિત્ય, અશરણુ ભાવનાથી ત્યાગ વૈરાગ્ય થાય છે; પરંતુ આત્માના અતીન્દ્રિય-નિરાકુલ શુદ્ધ ઉત્તમ ભાવનાથી કરે. એમાં વારંવાર ભેદ-ભાવના, એકત્વભાવના અને આત્મભાવનાનું ચિંત્વન કરે, આથી અપૂર્વ કરણુની પ્રાપ્તિ થાય છે. (અપૂર્વ કરણુ એટલે પૂર્વે નહિ આવેલા શુદ્ધ પરિણામ.)

**ગંઠી** એટલે જીવની અનાદિ વિપરીત બુદ્ધિ (પર વસ્તુ-શરીર, ભોગાદિ-ને સ્વ-પોતાની-માનવી), વિભાવ પર્યાય (ચાર ગતિરૂપ જીવની અશુદ્ધ અવસ્થા) માં સ્વામિ-પણું રાખવું તેને મિથ્યાત્વરૂપી ગાંઠ કહે છે. તેનો નાશ **અપૂર્વકરણુ** (આત્મ સ્વરૂપ વિચાર) થી કરવો જોઇએ. આ પરિણામોની જ્યારે વિશેષ શુદ્ધિ થાય છે. ત્યારે અનિવૃત્તિકરણુ પ્રકટે છે. એના વડેજ **નિશ્ચય-સમકિત** પ્રાપ્તિ થાય છે. સમકિત પ્રાપ્ત થવાથી નિશ્ચયે **શીઘ્ર મોક્ષ** થાય છે. જેમ પાણીનો ઘડો દોરડા સહિત ઉંડા કૂવામાં પડી જાય અને દોરડું હાથ ન આવે ત્યાંસુધી-કદિ ઘણા કાળ સુધી પણુ-પાણી ન મળે; પરંતુ દોરડું હાથ આવતાંજ ઘડો અને પાણી બધું શીઘ્ર મળી શકે છે. તેવીજ રીતે એક **સમકિત** ગુણ પ્રકટવાથી નિશ્ચયે બધા ગુણો પ્રકટે છે. મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર પણ સમકિત પ્રકટતાં સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપ થઈ જાય છે. આત્માના બધા દૂષિત ગુણોને શુદ્ધ કરનાર માત્ર 'સમકિત' ગુણ છે. જેમ સૂર્યોદય થતાંજ બધો અંધકાર મટીને બધી વસ્તુઓ

પ્રકાશ પામે છે તેમ **સમકિત** પ્રકટતાં બધા દોષો દૂર થઇ જાય છે, જેમ જીવ વિનાનું કલેવર, અંધ આગળ આરસી, બહેરા આગળ ગીત, આંકડા વિનાના મીંડા વ્યર્થ છે. માટેજ આત્માર્થીઓએ સમકિત પ્રાપ્તિ માટે ઉત્કૃષ્ટ પુરૂષાર્થ કરવો. એજ કર્તવ્ય છે. સમકિત વિનાની ઉત્તમ ક્રિયાઓથી પુન્ય-પ્રાપ્તિનો થાય છે, પરંતુ મોક્ષપ્રાપ્તિ નથી થઇ શકતી. માટેજ સમકિત વિનાની સર્વ ક્રિયાઓ વ્યર્થ બતાવી છે. કારણ **મોક્ષ** જ પરમોત્કૃષ્ટ ધ્યેય છે.

(૯૩) **પ્રશ્ન**—સમકિતના આઠ અંગ પ્રકટાવ્યા વિના સમકિત થઈ શકે કે નહિ?

**ઉત્તર**—પૂર્ણ વસ્તુનો સર્વાંગ સુંદરતા હોવાથી ગણાય છે. જેમ હાથ, પગ, માથું, છાતી આદિ અંગો મળીનેજ શરીર બને છે. તેમજ આઠ અંગના ગુણોથી સમકિત સંપૂર્ણ ગણાય છે. અંગમાં જેટલી ન્યૂનતા ( ઉણપ ) હોય તેટલા પ્રમાણમાં તે હીનાંગ કે વિકલાંગ કહેવાય છે. અંગનો થોડો દોષ પણ ઠીક નથી તો વધુ ઉણપ તો વધુ મોટી ખામી ગણાય.

(૯૪) **પ્રશ્ન**—સમકિતના અંગ કેટલા છે?

**ઉત્તર**—૧ વ્યવહાર સમકિત. ૨ નિશ્ચય સમકિત. એ બંનેના આઠ આઠ અંગ છે.

(૯૫) **પ્રશ્ન**—વ્યવહાર સમકિતના આઠ અંગોનું સ્વરૂપ શું?

**ઉત્તર**—વ્યવહાર સમકિતના આઠ અંગ નીચે મુજબ—

(૧) **णिस्संकिय** = શ્રીજિન વચનમાં શંકા ન રાખવી.

આત્મા અજર અમર હોઈ ભય પ્રસંગે પણ જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી રત્નત્રયથી ડગવું નહિ.

(૨) **निक्कंखिय** = કુજ્ઞાન, કુદર્શન, વિષય, કષાયની વાંછા ન કરવી.

(૩) **निव्वितिगिच्छा** = પ્રતિકૂળ શબ્દ, ગંધ, રૂપ, રસ, સ્પર્શાદિ દુઃખના નિમિત્ત મળ્યે જ્ઞાન–દર્શન–ચારિત્રમાં ગ્લાનિ ન કરવી. ધર્મકાર્યમાં ખેદ ન ધરવો. સ્વગુરૂતા, પરલઘુતા ન કરવી. તત્ત્વની અરૂચિ ન કરવી. કોઇની નિંદા ન કરવી.

(૪) **अमूढदिट्ठी**—હરએક પ્રવૃત્તિ તથા દેવ, ગુરૂ, ધર્મ–શાસ્ત્રમાં મૂઢતા ન રાખવી. યથાર્થ જ્ઞાનથી પ્રવૃત્તિ કરવી.

(૫) **उववूह**—જ્ઞાન, દર્શન, ચારિત્રાદિગુણોની વૃદ્ધિ કરવી તે **उववूहन** છે. કોઈ **उपगूहन** પણ કહે છે, **उपगूह** ઢાંકવું. સ્વગુણ અને પરદોષ પ્રકટ ન કરવા–ઢાંકવા.

(૬) **थिरीकरण**–સ્વ–પર–ને જ્ઞાન, દર્શન, ચારિત્રમાં સ્થિર કરવા. ઉત્તમ કાર્યોમાં દ્રઢ કરવા.

(૭) **वच्छलता**—વિશેષ ગુણી પ્રત્યે અતિશય પૂજ્ય ભાવ, સમાનગુણી પ્રત્યે ગાઢ મૈત્રી, અલ્પગુણી પ્રત્યે અતિશય હિતબુદ્ધિ રાખીને સકળ સામગ્રીઓના ભોગે સેવાર્પણમાં સદા તત્પર રહેવું. જેમ ગાય કે મૃગ પોતાના સંતાનની રક્ષા માટે સિંહની પણ સામે થાય છે.

(૮) **प्रभावना—स्व** તથા **पर** માં જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણો પ્રકટાવવા છે.

એ રીતે વ્યવહાર સમકિતના આઠ અંગ પ્રકટ કર-

વાથી ઘણા પુન્યની પ્રાપ્તિ તથા થોડી નિર્જરા થાય છે. એમાં પણ જો ભેદભાવનાં અને આત્મવિચારનો અભ્યાસ વધારાય તો નિશ્ચય સમકિત પ્રકટી શકે છે.

(૯૬) **પ્રશ્ન**—નિશ્ચય સમકિતના આઠ અંગોનું શું સ્વરૂપ છે?

**ઉત્તર**—નિશ્ચય સમકિતના આઠ અંગ નીચે મુજબ-

(૧) **निस्संकिय** = સમદૃષ્ટિ પોતાના જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રમાં નિઃશંક હોય. આત્મા અવિનાશી માન્યો જેથી અભય હોય, કદિ કોઇ નિમિત્તે ડગે નહિં. આત્માના ગુણોનો સ્વાનુભવ થવાથી આત્મસ્વરૂપથી ચલિન કદિ ન થાય.

(૨) **निक्कंखिय**—જે કર્મફળની વાંછા ન કરે અને ન અન્ય વસ્તુના ધર્મની પણ વાંછા કરે. કારણ જે સ્વ આત્મ ધ્યાનમાં લીન છે, તેને બીજી વાંછા ન હોય. શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શાદિ પુદ્ગલ ગુણ માને.

(૩) **निव्वितिगिच्छा**—જે બધી વસ્તુઓના વિવિધ ધર્મોમાં ગ્લાનિ નથી કરતા, કર્મ ઉદયમાં ખેદ નથી કરતા; પણ સદા સમભાવે રહે છે.

(૪) **अमूढदिट्ठी**—જે સ્વ અને પરદ્રવ્યના યથાર્થ સ્વરૂપને જાણવામાં મૂઢ ન હોય-મુંઝાય નહિ. સત્યાસત્યના જ્ઞાતા વિવેકી હોય.

(૫) **उववूह**—આત્માને શુદ્ધ સ્વરૂપમાં લગાડે. આત્મ-શકિત વધારે. અન્ય દ્રવ્યોના બધા ધર્મોને ગોપવે ( ગૌણ કરે ).

(૬) **थिरीकरण**—આત્માને સ્વસ્વરૂપથી ડગતા સ્થિર કરે.

(૭) **વચ્છલતા**—જે પોતાના સ્વરૂપમાં વિશેષ અનુ-રાગ રાખે, જ્ઞાન, દર્શન, ચારિત્રને અભેદ બુદ્ધિએ જુએ. જેથી જ્ઞાનાદિની હાનિમાં સ્વની (પોતાની) ભાવહિંસા જાણે છે. જેથી તેની રક્ષામાં પૂર્ણ વાત્સલ્ય-ભાવ યુક્ત છે.

(૮) **પ્રભાવના**—**પ્ર**-વિશિષ્ટ પ્રકારે + **ભવ** ઉપજવું. જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ નિજગુણોને પ્રકટ કરવા એ પ્રભાવના છે.

સમકિતના આઠ ગુણોના અભાવે સમકિતનો અભાવ અને ઘણા કર્મોનું બંધન થાય છે તથા આ લોક પરલોકમાં નિરંતર દુઃખ ભોગવવું પડે છે. નિશ્ચય સમકિતના આઠ અંગ પ્રકટયે શીઘ્ર મોક્ષ થાય છે. માટેજ આઠેય અંગ પ્રકટાવવાનો પુરૂષાર્થ કરવો પરમ હિતકારી છે.

(૯૭) **પ્રશ્ન**—સમકિતભ્રષ્ટ હોય તે મૂલભ્રષ્ટ છે કે ઉત્તર ભ્રષ્ટ ?

**ઉત્તર**—સમકિત ભ્રષ્ટ તે મૂલ ભ્રષ્ટ છે. કારણ તે આત્માનો મૂળ ગુણ છે.

(૯૮) **પ્રશ્ન**—સમકિત મૂળ મોક્ષમાર્ગ છે કે ઉત્તર મોક્ષ માર્ગ ?

**ઉત્તર**—મૂળ મોક્ષમાર્ગ છે.

(૯૯) **પ્રશ્ન**—શું હિતકારી (કલ્યાણકારી) અને શું અહિતકારી છે તેનો નિર્ણય કરાવનાર કોણ છે ?

**ઉત્તર**—સમકિત.

(૧૦૦) **પ્રશ્ન**—સમકિતનો વેરી કોણ ?

**ઉત્તર**—મિથ્યાત્વ એટલે વિપરીત બુદ્ધિ.

(૧૦૧) **પ્રશ્ન**—જ્ઞાનનો વેરી કોણ?

**ઉત્તર**—અજ્ઞાન એટલે તત્ત્વોનો અબોધ.

(૧૦૨) **પ્રશ્ન**--ચારિત્રના વેરી કોણ?

**ઉત્તર**—કષાય એટલે રાગદ્વેષ.

(૧૦૩) **પ્રશ્ન**--શાસ્ત્રમાં ચાર અનુયોગ કહ્યા છે. એમાં નિશ્ચય અનુયોગ કેટલા અને વ્યવહાર અનુયોગ કેટલા છે?

**ઉત્તર**--નિશ્ચયમાં એક દ્રવ્યાનુયોગ અને વ્યવહારમાં ત્રણ અનુયોગ (૧) પ્રથમાનુયોગ ( ધર્મકથાનુયોગ ) (૨) કરણ ચરણાનુયોગ ( ક્રિયા ચારિત્રનું કથન ) (૩) ગણિતાનુયોગ છે.

## દોહો

વિના દ્રવ્ય અનુયોગ વિચાર,
ચરણ કરણનો નહિં કો સાર;
સમ્મત્તિ ગ્રંથે ભાખ્યું ઇસ્યું,
તે તો બુધ જન મનમાં વસ્યું. ૧

(૧૦૪) **પ્રશ્ન**—મોક્ષનું ઉપાદાન કોને કહે છે અને મોક્ષનું ઉપાદાન કારણ કોને કહે છે?

**ઉત્તર**—મોક્ષનું ઉપાદાન જીવમાત્રને છે. કારણ ભવ્ય, અભવ્ય જીવની સત્તામાં કેવળજ્ઞાન અને કેવળદર્શન આદિ અનંત ગુણ ભર્યાં છે. અને ઉપાદાન કારણ પુરૂષાર્થ દ્વારા ભવ્યનેજ પ્રાપ્ત થાય છે. કારક ચક્ર પલટે એટલે સંસાર તરફની રૂચિ બદલાઇને આત્મસન્મુખ તીવ્ર રૂચિ થવી. તેની સિદ્ધિનું કારણ **उठाण कम्म बल पुरुषाकार पराक्रम** જ મોક્ષમાર્ગ છે.

(૧૦૫) **પ્રશ્ન**—આત્મ સ્વરૂપનું જ્ઞાન વાંચવું, બોલવું, લખવું તે કયા કર્મનો ક્ષયોપશમ છે?

**ઉત્તર**—જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ છે.

(૧૦૬) **પ્રશ્ન**—આત્મસ્વરૂપનો અનુભવ કરવો એ કયા કર્મનો ક્ષયોપશમ છે?

**ઉત્તર**—દર્શન મોહનીયનો ક્ષયોપશમ છે. દર્શન મોહનીયના અભાવમાં આત્મસ્વરૂપનો અનુભવ થાય છે.

(૧૦૭) **પ્રશ્ન**—સમકિત, શ્રદ્ધા, પ્રતીતિ અને રૂચિ કોને કહે છે?

**ઉત્તર**—તત્વાર્થની સન્મુખ થવું એ શ્રદ્ધા છે, આત્મ સ્વરૂપનો યથાર્થ નિશ્ચય કરવો એ પ્રતીતિ છે અને આત્મ દર્શન એટલે આત્મ-અનુભવ કરવો એ રૂચિ છે. સ્વ અને પરનું યથાર્થ ભેદ જ્ઞાન કરી શુદ્ધ આત્મ સ્વરૂપનો નિશ્ચય કરે તેને સમકિત કહે છે.

(૧૦૮) **પ્રશ્ન**—રાગદ્વેષ રૂપ વિષ-વૃક્ષોનું બીજ, સકળ દુઃખ દાવાનળનું મુખ્ય કારણ અને સમસ્ત દોષોની સેનાનો રાજા કોણ?

**ઉત્તર**—મિથ્યાત્વ એટલે દર્શન મોહ.

(૧૦૯) **પ્રશ્ન**—મોહ રૂપી અગ્નિ પણ લોકમાં ફેલાઇ રહી છે તે કયા પાણીથી શાન્ત થાય?

**ઊત્તર**—ભેદભાવના અર્થાત્ સમકિત ભાવનાથી શાંત થાય છે.

(૧૧૦) **પ્રશ્ન**—જ્ઞાની અને અજ્ઞાની શી રીતે જણાય?

**ઉત્તર**—પર-દ્રવ્યમાં રાગદ્વેષ કરે તે અજ્ઞાની છે. પર

દ્રવ્યને ભિન્ન જાણીને રાગદ્વેષ ઘટાડે તથા સમભાવમાં રહે તે જ્ઞાની છે. ચૌદ પૂર્વનો સાર સમભાવ છે. બધા શાસ્ત્રો એક સમભાવનું વિવેચન (વૃત્તિ, ટીકા) છે.

(૧૧૧) **પ્રશ્ન**—આત્માએ સૌથી પ્રથમ શું છોડવું જોઇએ ?

**ઉત્તર**—પાંચ મિથ્યાત્વના સ્વરૂપને જાણીને છોડવા. (મિથ્યાત્વનું વિશેષ સ્વરૂપ સમકિત ભાવના તથા આત્મ જાગૃતિ ભાવનાથી જોઈ લેવું )

(૧૧૨) **પ્રશ્ન**—સમકિતની શુદ્ધિ શાથી થાય છે ?

**ઉત્તર**—નિરંતર તત્ત્વાભ્યાસથી.

(૧૧૩) **પ્રશ્ન**—સમકિત રૂપી છે કે અરૂપી ?

**ઉત્તર**—સમકિત અરૂપી છે. કારણ એ જીવનો ગુણ છે. જીવ અરૂપી છે એટલે તેનો ગુણ પણ અરૂપી છે.

(૧૧૪) **પ્રશ્ન**—સમકિત ઇન્દ્રિય સુખનો આનંદ દેનારૂં છે કે અતીન્દ્રિય આનંદ દેનાર ?

**ઉત્તર**—સમકિત અતીન્દ્રિય આત્મિક આનંદ દેનાર છે, ઇન્દ્રિયોનો આનંદ જીવના ચરિત્ર ગુણનો વિકાર-અશુદ્ધ અવસ્થા છે.

(૧૧૫) **પ્રશ્ન**--ચાર તીર્થમાં પ્રવેશ કયારે કરી શકાય છે ?

**ઉત્તર**--સમકિત ગુણ પ્રાપ્ત કરવાથી.

(૧૧૬) **પ્રશ્ન**--સદૃષ્ટિ આત્મા ગુરૂ આદિની પરીક્ષા કેવી રીતે કરે છે ?

**ઉત્તર**--મધ્યમ ક્રિયા રત થયા, બાળક દેખે લિંગ;
સમદૃષ્ટિની દૃષ્ટિમાં, ઉત્તમ તત્ત્વ સુરંગ.

**ભાવાર્થ**—અજ્ઞાની-બાલ-જીવ લિંગ (વેશ, નામ, સંપ્રદાય) આદિ દ્રવ્ય ચિન્હના વિચારથી પરીક્ષા કરે છે. મધ્યમ કોટીના જીવ ક્રિયા, આચાર, વર્તાવ જોઈને પરીક્ષા કરે છે, અને સમદષ્ટિ ઉત્તમ તત્વથી પરીક્ષા કરે છે અને તત્વ-શુદ્ધિમાં જ આનંદ માને છે.

(૧૧૭) **પ્રશ્ન**—જૈન સમાજમાં ઘણા કાળથી લોકો મુનિ ધર્મ પાળતા, મુનિઓની સેવા કરતા, વ્યાખ્યાન વાંચતા, સાંભળતાં પ્રશ્નોત્તર કરતાં અને થોકડા આદિ જ્ઞાન ધરાવતા દેખાય છે; તે છતાં ઘણાંયને જીવ અને પુદ્‌ગલની ભિન્નતાનું **ભેદ જ્ઞાન** દેખાતું નથી, એનું શું કારણ હશે? તથા રાગ, દ્વેષ, ઈર્ષા, યશ, વાંછા આદિ પ્રતિદિન ઘટવાને બદલે વધતા કેમ દેખાય છે?

**ઉત્તર**—દ્રવ્યાનુયોગના યથાર્થ જ્ઞાન અને ભેદ ભાવના અભાવે!

(૧૧૮) **પ્રશ્ન**—શ્રી ભગવતી સૂત્રમાં સાર રૂપ શું ફરમાવ્યું છે?

**ઉત્તર**—શ્રી ભગવતી સૂત્રમાં ફરમાવ્યું છે કેઃ-

મન જુદું છે અને આત્મા જુદો છે.
વચન જુદું છે અને આત્મા જુદો છે.
કાયા જુદી છે અને આત્મા જુદો છે.

મન, વચન, કાયા એ નામ કર્મના ઉદય ફળ છે, આત્મિક ગુણો નથી. એ જુદા છે, રૂપી છે, કમના વિકાર છે, આ ત્રણ પ્રવૃત્તિઓથી કર્મ બંધાય છે. એને આત્માથી ભિન્ન જાણીને મન, વચન, કાયા ઉપર પૂરો સંયમ (કાબુ)

કરવાથી જ કર્મ બંધનથી છુટાય છે. સમદૃષ્ટિ જીવ હમેશા એનાથી ભેદ ભાવના ચિંતવે.

એક મહા પુરૂષ તો ભગવતી આદિ જિન વાણીનો સાર **ભેદ જ્ઞાન** બતાવે છે.

સૂણો ભગવતી દાસજી, વાત કહું હું સાચી;
અન્ને મન્ને જાણ્યો નહિ તો, કાંઇ ભગવતી વાંચી.

**અર્થ**—ભગવતીદાસ ( જિન વાણીના ભકત ), આપને સાચી વાત કહું છું. ' જો આપ આત્માને મનથી જુદો ન જાણો તો ભગવતી વાંચવાથી લાભ શો ? ભેદ જ્ઞાન એ જ શાસ્ત્ર વાંચનનો સાર છે.

**દોહા**

भेद ज्ञान सो मुक्ति है, युक्ति करो किम कोय ।
वस्तु भेद जाणें नहीं, मुक्ति कहांसे होय ॥ १ ॥
भेद ज्ञान साबु भयो, समरस निर्मळ नोर ।
धोबी अंतर आतमा, धोवे निज गुण चीर ॥ २ ॥
भेद ज्ञान संवर जिण पायो, सो चेतन शीव रूप कहायो ॥
भेद ज्ञान जिनके घट नाहीं, ते जडजीव बंधे जगमाहीं ॥ ३ ॥

(૧૧૯) **પ્રશ્ન**—સકામ નિર્જરા કયારથી શરૂ થાય છે ?

**ઉત્તર**—સમકિત પ્રગટયા બાદ સકામ નિર્જરા થાય છે. સમકિત વિનાની બધી અકામ નિર્જરા મનાઈ છે. કારણ એથી જીવ પુનઃ કર્મથી બંધાય છે. અકામ નિર્જરાથી કરોડો ભવોમાં પણ જેટલા કર્મોનો નાશ નથી થતો, એટલા કર્મોનો નાશ સકામ નિર્જરાથી ક્ષણ માત્રમાં થાય છે. સમકિત એટલે સાચી સમજણ અને મિથ્યાત્વ એટલે

ખોટી સમજણ. જ્યારે આ જીવ સાચી સમજણ કરી રાગ, દ્વેષ, મોહ, શરીર, ભોગાદિ છોડે છે ત્યારે ફરી તે કદી ગ્રહણ કરતો નથી જેવી રીતે સમજુ માણસ રત્નની ખાણ-માંથી કાંકરા તજી રત્ન લે છે પણ અણસમજુ માણસ કાંકરા તજે છે, છતાં વગર સમજણે તે પાછા લઈ રત્ન ફેંકી દે છે. તેમ મિથ્યાત્વી નિર્જરા કરી દેવાદિ ભોગ મળતાં પાછો ગૃદ્ધ બની દુર્ગતિમાં જાય છે. સમકિતીનો વૈરાગ્ય ને ત્યાગ નિત્ય રહે છે જ્યારે તે વિના અસ્થિર રહે છે.

(૧૨૦) **પ્રશ્ન**--સત્ય ઉપદેશ ક્યારે દઈ શકાય છે?

**ઉત્તર**—વ્યવહાર નિશ્ચય બન્ને નય (અપેક્ષા, અભિપ્રાય, આશય)નું જેને બરાબર જ્ઞાન હોય તેવો સમ ભાવી આત્મા જ સત્ય ઉપદેશ થઈ શકે છે. વર્તમાનમાં આ બે ગુણોના અભાવે ઉપદેશ દેવાથી કલહ થતો દેખાય છે, અથવા સ્વ પર વિકાસ થતો નથી.

(૧૨૧) **પ્રશ્ન**--આ બે ગુણ જરૂરી શા માટે છે?

**ઉત્તર**--વ્યવહાર નિશ્ચયના જ્ઞાનથી સત્ય જણાય છે. જો તેનું જ્ઞાન નથી તો સત્ય પણ નથી જાણતા, તો સત્ય ઉપદેશ તો શી રીતે આપી શકે? સત્ય જાણવા છતાં સમ ભાવ ન હોય તો અસત્ય કહેવાય છે. માટે જ સમ ભાવી જ્ઞાની જ સત્ય ઉપદેશ આપી શકે છે. ભગવાન પણ સર્વજ્ઞ અને વીતરાગ (બન્ને ગુણયુક્ત) હોવાને લીધે જ સત્ય ઉપદેષ્ટા (આપ્ત) કહેવાય છે.

(૧૨૨) **પ્રશ્ન**--મૂલ પાઠનું જ્ઞાન, અર્થનું જ્ઞાન અને તત્વરહસ્યના જ્ઞાનથી શું શું ફળ મળે છે?

